# IE NEW INSURANCE
# ACT
# ાનો નવો કાયદો








—: પ્રકાશક :—

**ધી સ્ટાન્ડર્ડ ટ્રેડીંગ કંપની.**

**પબ્લીશર્સ એન્ડ પબ્લીસીટી એક્સપર્ટ્સ.**

રેવડી બજાર; ક્રોસ-લાઈન,

**અમદાવાદ.**

# પ્રસ્તાવના

વીમો એ આધુનિક યુગના દરેક કુટુંબની અનિવાર્ય જરૂરિઆત છે તે વાત સામાન્યત: બધા કબુલ રાખે છે, અને પ્રતિવર્ષ વીમા ઉતરાવનારની વધતી જતી સંખ્યા એ કથનને પુરવાર કરે છે. પરંતુ કોઇકોઇવાર કાયદાના અજ્ઞાનને લીધે અજ્ઞાન સ્ત્રી પુરૂષોને અને ખાસ કરીને વિધવાઓને તેના નાણા મેળવતાં જે દુ:ખ અને હેરાનગતિ ભોગવવી પડેલી તે મારા વકીલ તરીકેના ધંધામાં મેં જાતે નિહાળેલી, અને તે દરેક વખતે વીમાનો કાયદો સુધારી આવી મુશ્કેલીઓ ટાળવી જ જોઇએ તેવી લાગણી હરવખતે થયેલી. તેવામાંજ **વીમાને લગતો નવો કાયદો** પસાર થયો. તે વખતની ધારાસભાની ચર્ચાઓ મેં રસપૂર્વક વાંચી અને કાયદો બહાર પડયો કે તરતજ હું તે વાંચી ગયો. અને તે નવો કાયદો જાહેર પ્રજાને હિતકારક હોવાથી મારા મત મુજબ આવકાર દાયક લાગેલો. મારા જેવા પાંચ છ હજારના વીમા ધરાવનારાને જેવી જીજ્ઞાસા હોય તેવી જીજ્ઞાસા દરેક વીમા ઉતરાવનારને હોયજ–તે ઉપરથી, તથા વીમાના ક્ષેત્રમાં કામ કરતા મારા મિત્રોએ ત્રણ ચારવાર વીમાના કામકાજ બાબતમાં મારી સલાહ માગેલી તેથી પણ વીમા દલાલોને, બ્રાંચ મેનેજરને, સર્વેને આ–કાયદાની ખુબ ઉપયોગિતા છે તેમ સ્પષ્ટ લાગેલું.

તે દરમ્યાન "ધી સ્ટાન્ડર્ડ ટ્રેડીંગ કંપની" વાળા શ્રી. નટવરલાલ. પી. લાખીઆ. તથા સ્વ. ઠાકોરલાલ એન શાહ મને મળ્યા. અને "**વીમાનો કાયદો**" તેઓ ગુજરાતીમાં બહાર પાડવાના છે અને

તે કામ મારે કરવું તેવી ઇચ્છા તેમણે વ્યક્ત કરી મારા કોલેજના અભ્યાસ દરમ્યાન લેખ, વાર્તા કે વિવેચન લખેલા પરંતુ પુસ્તક લખવાનો તો આ પહેલોજ પ્રસંગ હતો, પરંતુ તે ભાઈઓના સ્નેહ અને મમતાને કારણે મેં તે કામ હાથ ધર્યું. ત્યારબાદ પણ તેનો કલમવાર ભાવાર્થ અગર તરજુમો રાખવો અગર સ્વતંત્ર પ્રકરણોવાર તેની જુદી રચના કરવી વિગેરે બાબતમાં પણ તેમની જ દોરવણી મને સહાયભૂત થયેલી. આ મારો પ્રથમ જ પ્રયાસ છે, કાયદાની ભાષા એટલે તેના યોગ્ય પારિભાવિક શબ્દો મેળવી ભાષાંતર કરવું એ ખુબ જ કઠિન વસ્તુ છે તેથી સ્પષ્ટતા ખાતર પ્રચલિત અંગ્રેજી શબ્દો કૌંસમાં દર્શાવેલા છે; વળી ભાવાર્થને જ અનુસરવા પ્રયત્ન કર્યો છે. ખુબ ખુબ ઉતાવળથી કામ પૂરૂં કરેલ છે. અને શ્રી, સ્વ. ઠાકોરલાલનું શરીર એકદમ લથડી જતાં, તેમણે ગમે તે ભોગે આ પુસ્તક પૂરૂં કરેલ છે. અને અપસોસની વાત એ છે કે: એ બીમારી જીવલેણ નીવડી અને પુસ્તક બહાર પડતા પહેલાં સ્વર્ગવાસ થયો. વિગેરે કારણોને લઈ કાંઈ ક્ષતિ રહી ગયેલી હોય તે સુજ્ઞ વાંચકો ધ્યાન ઉપર લાવશે. જેથી બીજી આવૃત્તિમાં તે તમામ સુધારી શકાય. આ કઠિન કાર્યમાં પણ મારા કાકા મુરબ્બી શ્રી. મગનલાલ જેઠાભાઇ શુકલે જે કાંઇ સૂચનાઓ આપી છે તે મને ઉપયોગી નીવડી છે. તેમના તો આવા અનેક ઉપકારો છે, તેમાં આથી એક વધારો થયો છે. બાકી કેટલાક મિત્રો, તથા સ્નેહીઓએ અવારનવાર જે રસ લઇ દિશાસૂચન કરેલ છે તે માટે તે સર્વેનો હું આભારી છું.

આ પુસ્તકદ્વારા વીમાને લગતી સર્વ સંપૂર્ણ માહિતિ આપવાનો મારો દાવો નથી. અંગ્રેજી પુસ્તકોમાં પણ વીમાના નિયમો વિગેરે દર્શાવતા મોટા કદના પુસ્તકોથી પણ તેમ બની શકતું નથી-તો આ પુસ્તિકા તો તે કાયદાના સામાન્ય જ્ઞાનના પ્રવેશદ્વાર જેવી છે, પરંતુ જો તે ગુજરાતી આલમના વીમા રસિકોને પ્રથ-

તે ઓછે અંશે મદદકર્તા થશે તોજ અમારી સર્વની મહેનત સા
લેખાશે. છેલ્લે છેલ્લે "સ્ટાન્ડર્ડ ટ્રેડીંગ કંપની"ના સંચાલકો જેમ
લીધે ગુજરાતી આલમ આ કાયદાના સ્વરૂપથી માહિતગાર થ
તેમનો આ તક મને આપવા બદલ ઉપકાર માની વિરમીશ.

તા. ૮-૧-૪૦
ખાડિઆ ગેટ પાસે
સર ચીનુભાઈ રોડ, અમદાવાદ.

લી: હર્ષદરાય સાંકળેશ્વર શુકલ
વંદેમાતરમ્ -

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

### પ્રવેશિકા.



## ભાગ ૨ જો

## તપાસણી :

# ભાગ ૩ જો

## પ્રોવીડન્ટ સોસાયટીઝ

## ભાગ. ૪ થો



## ભાગ. ૫ મો.

# વીમાનો કાયદો

[ ઈન્સ્યોરન્સ એક્ટ ]

## કાયદો નં. ૪ સને ૧૯૩૮

**[ સને ૧૯૩૯ ના ૧૧ મા કાયદા મુજબના સુધારા વધારા સાથે ]**

[ તા. ૨૬-૨-૩૮ ના રોજ ગવર્નર-જનરલે મંજુર કરેલો કાયદો. ]

વીમાના કામકાજને લગતા કાયદાને એકત્ર કરીને સુધારવાનો કાયદો.

વીમાના કામકાજને લગતા કાયદાને એકત્ર કરીને સુધારવાનું જરૂરી જણાયું છે, તેથી નીચે લખ્યા મુજબ ઠરાવવામાં આવે છે કે:—

[ હિંદમાં પ્રથમ સને ૧૯૧૨ માં જીંદગીના વીમા ઉતારનાર કંપનીઓને લગતો કાયદો પસાર થયો હતો; ત્યાર બાદ પણ જીંદગીના વીમાનું કામકાજ તથા બીજા પ્રકારના વીમાનું કામ-કાજ આખા હિંદમાં એટલા પ્રમાણમાં દિન પ્રતિદિન વધતું જતું હતું તેથી, અને જુના કાયદાની ખામીઓ જણાતાં સને ૧૯૨૮ માં વીમા કંપનીઓને લગતો કાયદો પસાર કરવો પડેલો. વળી સને ૧૯૩૬ માં જુના કંપની એક્ટમાં તાત્વિક

ફેરફારો કરી, નવો જ કંપની એક્ટ પસાર કરવામાં આવ્યો, અને તે કારણે પણ વીમા કંપનીઓ માટે તથા વીમાના કામ કાજ માટે નવો કાયદો પસાર કરવાની ખાસ અગત્ય ઉભી થઈ ( ગેઝેટ ઓફ ઈન્ડીયા ૧૯૩૭ ).

તદ્ અનુસાર આ નવો કાયદો પસાર કરવામાં આવ્યો જેમાં પ્રોવીડન્ટ સોસાયટી વિ. માટેના પણ નિયમોનો સમાવેશ કરવા ઉપરાંત ( જુઓ ભાગ ૩ જો, કલમ ૬૫ થી ૯૪ ). દરેક વીમા કંપનીઓની — 'ઈન્સ્યોરર'- વીમો ઉતારનાર દરેકની નોંધણીની, તથા વીમા દલાલોને રાખવા પડતા લાયસન્સની ( કલમ-૪૨ ) કલેઈમના નાણાની તકરાર જણાતાં તે નાણા ઈન્સ્યોરરે કોર્ટમાં ડીપોઝીટ મુકવા બાબતની ( કલમ ૪૭ ), મેનેજીંગ એજન્ટસ બંધ કરવા બાબતની, કંપનીએ મંજુર કર્યા સિવાયનું કોઈ પણ રીબેટ ન આપવાની, વિ. કલમ દાખલ કરવા ઉપરાંત, પોલીસી ધરાવનારને સારા એવા હક્ક આપવામાં આવેલ છે, અને જીંદગીના વીમાના ફંડની જુદી વ્યવસ્થા નિર્ણીત કરી હોવાથી, તથા વીમા કંપનીઓએ સારી એવી રકમ અનામત મૂકવાની વિ. જોગવાઈ કરવાથી, કંપનીઓની સદ્ધરતા થાય છે ત્યારે વીમો ધરાવનારને તેના નાણાની સહિસલામતી ઉપરાંત તે નાણા વિ. ની વ્યવસ્થામાં પણ હક્ક પ્રાપ્ત થાય છે.

કોઈ પણ કાયદાનો શબ્દાર્થ નક્કી કરવામાં ધારાસભામાં ચાલેલ ચર્ચા ઉપયોગી થઈ શકે નહિ પરંતુ કલમના શબ્દોનો જે સ્વાભાવિક અર્થ નીકળે તેજ તેનો સાચો અર્થ ગણી શકાય.

વળી આ નવા કાયદામાં ફક્ત ઈંગ્લાંડના કાયદાનો જ આધાર ન રાખતાં, કેનેડા વિ. સંસ્થાનોના કાયદાના ફાયદા-

કારક તત્વો, તથા હિંદની અમુક ખાસ પરિસ્થિતિને કારણે મૂળભૂત ફેરફારો, તેમાં દાખલ કરેલા છે જેથી અગાઉની જેમ ઈંગ્લીશ કોર્ટના ચુકાદા ઉપર પણ પૂર્ણપણે આધાર રાખી શકાય તેમ નથી.

આ કાયદાને પાંચ ભાગમાં વહેંચી નાખવામાં આવેલ છે; પ્રથમ ભાગમાં વ્યાખ્યાઓ વિ. આપેલ છે, જ્યારે બીજો ભાગ વીમો ઉતારનારને લગતા નિયમો દર્શાવે છે. ત્રીજો ભાગ પ્રોવીડન્ટ સોસાયટી માટે, અને ચોથો ભાગ જીંદગીના વીમાની સહકારી મંડળીઓને લગતો છે. પાંચમા ભાગમાં પરચુરણ નિયમો આપેલ છે. જ્યારે પરિશિષ્ટમાં સરવૈયા, હિસાબ વિ. ના પત્રકો, અને નિયમો છે. એ રીતે આ કાયદો તમામ નિયમોના સમાવેશ કરનાર 'કોડ' ( કાયદાના પુસ્તક ) રૂપે છે. ]

# ભાગ ૧ લો

## પ્રાવેશિક

### ૧

**ટુંકું નામ, હકુમત અને પ્રારંભ.**

(૧) આ કાયદો સને ૧૯૩૮ નો વીમાનો કાયદો કહેવાશે. (૨) તે આખા બ્રીટીશ હિંદને લાગુ પડશે. (૩) મધ્યસ્થ સરકાર સરકારી ગેઝેટના જાહેરનામામાં આ બાબત માટે (આરંભની તારીખ માટે) જે તારીખ નક્કી કરશે તે તારીખથી આ કાયદો અમલમાં આવશે.

'બ્રીટીશ હિંદ' એટલે ગવર્નર જનરલની મારફતે, અગર ગવર્નરો મારફતે, અગર ગવર્નર જનરલના હાથ નીચેના અમલદારો મારફતે જે જે મુલ્ક પ્રદેશ, અગર સ્થાન ઉપર નામદાર શહેનશાહ રાજ્ય ચલાવે છે તે તમામ પ્રદેશ, સ્થાન, વિ. [જનરલ કલોઝીઝ એકટ. ૧. સને ૧૮૯૭ કલમ. ૩ (૭)].

### ૨

**વ્યાખ્યાઓ**

જ્યાં સુધી પૂર્વાપર સંબંધમાં અગર વિષય પરત્વે વિરૂદ્ધાર્થ ન હોય ત્યાં સુધી. આ કાયદામાં:-

(૧) "એકચ્યુઅરી" એ શબ્દનો અર્થ, નિર્ણીત કરવામાં આવે તેવી લાયકાત ધરાવતાર હિસાબનીશ ( એકચ્યુઅરી ) એવો થશે.

(૨) "પોલીસી ધરાવનાર" ( પોલીસી હોલ્ડર ) એ શબ્દમાં પોલીસી રૂઇઓના હક્ક જેને સ્વત્વાર્પણથી આપી દેવામાં આવેલ છે. ( એસાઇન કરેલ છે ) તે સખ્શનો પણ સમાવેશ થઇ જાય છે.

(૩) "મંજુર રાખેલી જામીનગીરીઓ" ( એપ્રુવ્ડ સીક્યુરીટીઝ ) એ શબ્દનો અર્થ સરકારી જામીનગીરીઓ ( ગવર્નમેન્ટ સીક્યુરીટીઝ ), તથા મધ્યસ્થ સરકારની અગર પ્રાંતિક સરકારની આવક (રેવન્યુ) ઉપર જેનો બોજો છે તેવી બીજી કોઇ પણ જામીનગીરીઓ, તથા જે સીક્યુરીટી ( જામીનગીરી) ના મુદ્દલ તથા વ્યાજની સંપૂર્ણ બાંહેધરી, સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન કાઉન્સીલે; અગર સેક્રેટરી ઓફ સ્ટેટે, ( હિંદના મંત્રીએ ), અગર મધ્યસ્થ સરકારે, અગર પ્રાંતિક સરકારે આપેલી છે તેવી જામીનગીરીઓ, તથા કોઇ ડીબેન્ચર અગર બીજી પૈસા માટેની જામીનગીરીઓ, કે જે બ્રીટીશ હિંદમાં સ્થપાએલી ધારાસભાના કાયદાની સત્તાના અન્વયે ઇલાકાના મુખ્ય શહેરમાં (પ્રેસીડન્સી ટાઉનમાં પોર્ટ ટ્રસ્ટે, મ્યુન્સીપલ કોર્પોરેશન, અગર સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટે કાઢેલી હોય, અગર તેમના વતી કાઢવામાં આવેલી હોય,-અગર કરાંચી બંદરના ટ્રસ્ટીઓએ અગર ટ્રસ્ટીઓ વતી કાઢવામાં આવી હોય, તેવી જામીનગીરીઓ ( સીક્યુરીટીઝ ) એવો અર્થ થાય છે.

(૪) " ઓડીટર " ( હિસાબ તપાસનાર ) એ શબ્દનો અર્થ, સને ૧૯૧૩ ના કાયદા નં, ૭. હિંદના કંપનીઓના કાયદાંની કલમ ૧૪૪ ના નિયમો અનુસાર કંપનીના ઓડીટર તરીકે વર્તવાની લાયકાત ધરાવનાર માણસ, એવો અર્થ થશે.

(૫) " સર્ટીફાઈડ " (સહી સિક્કાવાળું ) એ શબ્દનો અર્થ, વીમો ઉતારનાર સખ્શ (ઇન્સ્યોરર) વડે અગર તેના તરફથી જે દસ્તાવેજની નકલ અગર ભાષાંતર આપવાની જરૂરત ઉભી થઈ હોય તેના સંબંધમાં, વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) ના મુખ્ય અમલદાર તરફથી તે સાચી નકલ અગર ભાષાંતર તેવો અર્થ થશે.

(૬) " કોર્ટ " નો અર્થ જીલ્લામાંની અસલ હકુમત ધરાવતી મુખ્ય દીવાની અદાલત, અને સામાન્ય અસલ દીવાની હકુમતનો અમલ કરતી હાઈકોર્ટનો તેમાં સમાવેશ થઇ જશે.

(૭) " સરકારી જામીનગીરીઓ " ( ગવર્નમેન્ટ સીક્યુ-રીટીઝ ) નો અર્થ સને ૧૯૨૦ ના કાયદા નં. ૧૦ ' હિંદના જામીનગીરોઓના કાયદા ' માં આપેલ વ્યાખ્યા મુજબની સરકારી જામીનગીરીઓ.

(૮) " વીમા કંપની " એટલે વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) કોઇપણ કંપની, અગર તેવી એસોસીએશન (મંડળી) કે જે સને ૧૯૧૩ ના કાયદા નં. ૭ હિંદના કંપનીઓના કાયદા મુજબ સંકેલી (આટોપી) લઇ શકાય, અગર તેવી કોઈ પણ પેઢી કે જેને સને ૧૯૩૨ ના કાયદા નં. ૯ હિંદનો પંત્યા-માનો કાયદો લાગુ પડે છે તે, કંપની, મંડળી અગર પેઢી.

(૯) "ઇન્સ્યોરર" (વીમો ઉતારનાર) એટલે કે:-

(अ) વીમાનું કામકાજ ચલાવતી (વીમા ઉતારતી) કોઇ પણ વ્યક્તિ. અગર વ્યક્તિઓની બનેલી કાયદેસર અસુસંસ્થાપિત (અનઇન્કોર્પોરેટેડ) વીમાનું કામ ચલાવતી (વીમા ઉતારતી) સંસ્થા, [ જે આ કલમના પેટા વિભાગ (क) માં નિર્દિષ્ટ કરેલા વર્ગની નથી ] અને—

(i) જે બ્રીટીશ હિંદમાં તેવું કામકાજ ચલાવે છે; અગર તો,

(ii) જેના કામકાજનું મુખ્ય મથક બ્રીટીશ હિંદમાં છે, અગર જેનો બ્રીટીશ હિંદમાં કાયમી વસવાટ (ડોમીસાઇલ) છે, અગર,

(iii) જે વીમાનુ કામકાજ મેળવવાના (વીમા ઉતારવાના) હેતુથી, બ્રીટીશ હિંદમાં કામકાજનું મથક રાખે છે તે.

૧૯૩૯ના સુધારાથી

(ब) કોઇપણ સુસંસ્થાપિત (જેનો આ કલમના પેટા વિભાગ (સી) માં નિર્દિષ્ટ કરવામાં આવેલ નથી; તેવી) સંસ્થા જે વીમાનું કામકાજ ચલાવતી હોય અને જે બ્રીટીશ હિંદમાં સ્થપાઇ તે વખતે અમલ ધરાવતા કાયદા અનુસાર સુસંસ્થાપિત (ઇન્કોર્પોરેટેડ) સંસ્થા તરીકે સ્વીકારાઈ હોય, અથવા તેવી સુસંસ્થાપિત (ઇન્કોર્પોરેટેડ) કોઇ પણ સંસ્થાની સાથે, સને ૧૯૧૩ ના કાયદા નં. ૭ 'હિંદના કંપનીઓના કાયદા' માં જણાવ્યા મુજબ; તેની અંગીભૂત કંપની (સબ્સીડીયરી કંપની) તરીકે તે કાયદાની કલમ ૨ પેટા વિભાગ (૨) માં જણાવેલ

વ્યાખ્યા અનુસારની 'સબ્સીડીયરી' કંપની તરીકેનો સંબંધ ધરાવતી હોય તેવી કોઇ પણ વીમાનું કામ કરતી (વીમા ઉતારતી) સંસ્થા.

(क) બ્રીટીશ હિંદની કોઈ પણ વ્યક્તિ કે જેનો, સોસાયટી ઓફ લોઈડઝના જે સભ્યો છે તેવા અંડર રાઇટર્સ (જોખમ ઉતારનારાઓ) સાથે પ્રોટેક્ષન નોટસ, કવર નોટસ અથવા અંડરરાઇટર્સ તરફથી બીજા સખશોને વીમા કવર આપવાના (જોખમ ખેડવાના) બીજા દસ્તાવેજો નિકાલવાની જે કરારની રૂઇએ તેને સત્તા મળેલ છે તેવો કરાર જેમનો જારી છે તેવા સખશો અગર સંસ્થાઓ.

પરંતુ તેમાં કલમ ૪૨ મુજબ, જેને લાયસન્સ મળ્યું છે તેવા વીમા દલાલનો, અગર તો પ્રોવીડન્ટ સોસાયટી કે જેને આ કાયદાના ત્રીજા ભાગના નિયમો લાગુ પડે છે તેનો સમાવેશ થતો નથી.

(૧૦) "વીમા દલાલ" (ઇન્સ્યોરન્સ એજન્ટ) એટલે કોઇ વ્યક્તિ કે જે વીમાનું કામકાજ માગવાના અગર મેળવી આપવાના કારણે, દલાલી તરીકે અગર બીજા મહેનતાણા રૂપે, પૈસા લે છે અગર તેવી રીતે નાણા લેવાની શરત કરે છે, તેવી વ્યક્તિ, કે જે કલમ ૪૨ મુજબનું વીમા દલાલ તરીકેનું લાયસન્સ ધરાવે છે તે. એવો અર્થ થાય છે.

(૧૧) "જીંદગીના વીમાનું કામકાજ" એ શબ્દોમાં "વર્ષાસન આપવાનું કામકાજ" (એન્યુઇટીબીઝનેસ) એટલે કે મનુષ્યની જીંદગી પર્યંત (ઉપર) વર્ષે વર્ષે સાલીયાણું

(વર્ષાસન) આપવા માટેના વીમાના કરારો કરવાનું કામકાજ, તથા જો વીમાના કરારમાં તેવી શરત કરવામાં આવી હોય તો કાયમી અશક્તતા અને ડબલ અગર ટ્રીપલ ઇન્ડેમ્નીટી એકસીડન્ટ બેનીફીટનો (અકસ્માત મૃત્યુ થતાં જેમાં બમણી કે ત્રણ ગણી રકમ મળે તેવા પ્રકારના વીમાનો) પણ તેમાં સમાવેશ થઇ જાય છે.

(૧૨) "મેનેજર" અને "ઓફીસર" નો અર્થ તે તે શબ્દનો, સને ૧૯૧૩ના કાયદા નં. ૭ 'હિંદના કંપની-ઓના કાયદા' ની કલમ ૨ પેટા વિભાગ (૯) અને (૧૧) માં અનુક્રમે જણાવ્યા મુજબનો અર્થ થશે.

(૧૩) "મેનેજીંગ એજન્ટ" એ શબ્દનો અર્થ કોઇ પણ વ્યક્તિ, પેઢી અગર કંપની, કે જે, કંપની સાથેના કરારના અન્વયે કંપનીના તમામ કામકાજની વ્યવસ્થા કરવાની સત્તા ધરાવે છે, અને જે કરારમાં જો કોઇપણ અપવાદો રાખ્યા હોય તો તે અપવાદ સિવાયની બાબતોમાં ડીરેકટર્સના કાબુ અને દોરવણી નીચે છે તે વ્યક્તિ, પેઢી અગર કંપની તેને ગમે તે બીજું નામ આપવામાં આવતું હોય છતાં તે મેનેજીંગ એજન્ટ જ લેખાશે.

ખુલાસો:-મેનેજીંગ એજન્ટના સ્થાને કામ કરનાર માણસ જો કે પોતાની જાતને મેનેજર, અગર મેનેજીંગ ડીરેકટર કહેતો હશે તે છતાં તેને આ કાયદાની કલમ ૩૨ ના હેતુઓ માટે તો "મેનેજીંગ એજન્ટ" તરીકે જ ગણવામાં આવશે.

(૧૪) 'નિર્ણીત' (પ્રીસ્ક્રાઇબ્ડ) નો અર્થ કલમ ૧૪૪ અન્વયે કરવામાં આવેલા નિયમો મુજબ નક્કી કરવામાં આવેલું તેવો થશે.

(૧૫) વીમા વ્યવસ્થાપક (સુપ્રીન્ટેન્ડેટ ઓફ ઇન્સ્યોરન્સ) એટલે કે આ કાયદા અનુસાર વીમા વ્યવસ્થાપકની ફરજો બજાવવાને મધ્યસ્થ સરકારે નીમેલ અમલદાર, કે જે લાયકાત ધરાવનાર એકચ્યુઅરી હોવો જોઈએ.

[ ૭. 'ગવર્નમેન્ટ સીકયુરીટી'ની વ્યાખ્યા ઈંડીયન સીકયુરીટીઝ એકટ ૧૯૨૦માં આપેલ છે તે મુજબ તેમાં ગવર્નર જનરલ-ઇન કાઉન્સીલે અગર સ્થાનિક સરકારે લીધેલ લોનના બાબતમાં કાઢેલી પ્રોમીસરી નોટસ, ટ્રેઝરીબીલ્સ, સ્ટોક સર્ટીફીકેટ અને બેઅરબોન્ડ વિ. જામીનગીરીઓનો સમાવેશ થાય છે પણ કરન્સી નોટ સરકારી જામીનગીરી લેખાતી નથી.

૮. વીમા કંપની સમેટી લેવા માટે ( વાઈન્ડીંગ અપ માટે )ના નિયમો કલમ ૫૩ થી ૬૧ સુધીમાં દર્શાવેલ છે. પરદેશી કંપની કે જેનું બ્રિટીશ હિંદમાં કામકાજનું મથક છે, અગર જેનો વહીવટ બ્રિટીશ હિંદમાંના માણસોની હાથમાં છે, તેનું કામકાજ ઈંડીયન કંપનીઝ એકટની કલમ ૨૭૧ મુજબ સંકેલી શકાય છે.

૯. 'ઇન્સ્યોરર' ( વીમો ઉતારનાર )ના (**अ**) (**ब**) અને (**क**) એમ ત્રણ વર્ગ પાડયા છે.

**अ.** માં કોઈ પણ વ્યક્તિ, અગર કાયદેસર જેની સુસંસ્થાપના ( ઇન્કોર્પોરેશન ) થઈ નથી તેવો વ્યક્તિઓનો સમુહ, અગર પરદેશમાં સ્થપાએલી મંડળી, કે જે

(i) બ્રિટીશ હિંદમાં વીમાનું કામકાજ કરતી હોય અગર.

(ii) જેના કામકાજનું મુખ્ય મથક બ્રિટીશ હિંદમાં હોય અગર ત્યાં વસવાટવાળી ( ડોમીસાઈલ્ડ ) હોય; અગર.

(iii) ( સને ૧૯૩૯ ના સુધારા અનુસાર ) જે વીમાનું કામકાજ મેળવવાના હેતુથી બ્રિટીશ હિંદમાં પ્રતિનિધિ રાખે, અગર કામકાજનું મથક રાખે તેવી પરદેશી કંપનીઓનો **પ્રથમ** વર્ગ છે.

કંપનીનો કાયમનો વસવાટ ( ડોમીસાઈલ ) કયાં તે પ્રશ્ન પરદેશી કંપનીઓની બાબતમાં ઘણો ઉપયોગી છે અને ઝીણવટ ભરી વિચારણા માંગી છે. સામાન્ય રીતે જ્યાં કંપનીની મુખ્ય ઓફીસ હોય ત્યાં તેનો વસવાટ લેખાય. ( ડાઈસી-કોન્ફલીકટ ઓફ લૉઝ ); પરંતુ જો કંપનીની ઓફીસ બીજા દેશમાં હોય, અને ત્યાં. તે દેશના માણસોએ ઉતરાવેલ વીમાના નાણા ચુકવતા હોય તો કંપની મજકુર બીજા દેશમાં પણ વસવાટ કરતી લેખી શકાય છે. ( ન્યુયોર્ક લાઈફ ઈન્સ્યો કંપની વિ. પબ્લીક ટ્રસ્ટી ૧૯૨૪. ૨-ચા. ૧૦૧ ).

**ख.** વિભાગમાં બ્રિટીશ હિંદમાં સ્થપાએલી વીમાનું કામકાજ કરતી કંપનીઓ,-મ્યુચ્યુઅલ વીમા કંપનીઓ-તથા ઈન્ડીયન કંપનીઝ એકટ કલમ. ૨ (૨) મુજબ બીજી કંપનીની અંગીભુત બનેલ કંપનીઓ, તથા સહકારી વીમા મંડળીઓ વિ. નો સમાવેશ થાય છે.

**क.** જ્યારે ત્રીજા વિભાગમાં લોઈડઝના સભ્યો સાથે જે અન્ડર રાઈટર્સ ( જોખમ ઉતારનારાઓ )ના કરાર છે તેવી વ્યક્તિઓ અગર સંસ્થાઓનો સમાવેશ થઈ જાય છે.

"પ્રોવીડન્ટ સોસાયટી"નો ઈન્સ્યોરરની વ્યાખ્યામાં સમાવેશ થતો નથી, તેમને માટે ભાગ ૩ જામાં કલમ ૬૫ થી ૯૪ સુધીના નિયમો છે; જ્યારે ભાગ ૪ થાની સહકારી મંડળીઓ વિ. ને ઈન્સ્યોરરને લગતા ભાગ ૨ જામાં દર્શાવેલા નિયમો સામાન્યતઃ લાગુ પડે અને તેથી કલમ ૯૬ વિ. અનુસાર ખાસ ફેરફાર તથા જોગવાઈ દર્શાવવામાં આવી છે.

૧૦. પેઢી વીમા દલાલ થઈ શકે કે કેમ તે પ્રશ્ન છે કારણ કે જો તે પેઢીનો દરેક ભાગીદાર કલમ ૪૨ મુજબનું લાયસન્સ ન ધરાવતો હોય તો પેઢીને વીમા દલાલ તરીકે કાયદેસર વર્ણવી શકાય નહિ. પરંતુ જો દરેક ભાગીદાર તેવું લાયસન્સ ધરાવતો હોય તો, અને જો ઈન્સ્યોરર કંપની (વીમો ઉતારનાર કંપની)ના નિયમ અનુસાર પેઢી વીમા દલાલ તરીકે કામ કરી શકતી હોય, તો આ કાયદાની કોઈ કલમ તેવી પેઢીને કામકાજ કરવામાં બાધ કર્તા નથી. વીમા દલાલો માટેના નિયમો કલમ ૪૦ થી ૪૪ માં દર્શાવેલ છે.

૧૧. "જીંદગીના વીમાનું કામકાજ" એ શબ્દોની વ્યાખ્યા આપવામાં આવી નથી પરંતુ "વર્ષાસન પદ્ધતિના કામકાજ" વિ. નો જીંદગીના વીમાના કામકાજમાં સમાવેશ થશે તેમ જણાવેલ છે. જુના કાયદામાં (સને ૧૯૧૨ ના છઠ્ઠા કાયદામાં) જીંદગીના વીમાના કામકાજની વ્યાખ્યા નીચે મુજબ આપેલી.

"મનુષ્યની જીંદગી ઉપરના વીમાની પોલીસી રૂઇએની જવાબદારી આપવાનો કરાર, અગર મનુષ્યની જીંદગી ઉપર સાલીયાણું આપવાનો કરાર—જીંદગીના વીમાના કામકાજ તરીકે લેખાશે." પરંતુ પોલીસી કાઢી છે કે નહિ, અને જો પોલીસી

ન નીકળી હોય તો તેને " જીંદગીના વીમાનું કામકાજ ગણાય કે નહિ તેવો પ્રશ્ન જાગેલો; અને તેથી ઔપચારિક ( ફોર્મલ ) પોલીસી ન નીકળી હોય તે છતાં તે કામને હવે તો જીંદગીના વીમાનું કામકાજ લેખી શકાશે.

૧૨. ' મેનેજર ' એ શબ્દની વ્યાખ્યા કંપનીઝ એકટની કલમ ૨ માં નીચે મુજબ આપેલ છે.

" ડીરેકટરોના કાબુ અને સૂચના અનુસાર કંપનીના તમામ કામકાજની વ્યવસ્થા રાખનાર માણસ–કે જે ડીરેકટર અગર મેનેજરનું સ્થાન સાચવતો ( કામ કરતો ) કોઈ પણ માણસ હોય પછી તેને ગમે તે નામ આપવામાં આવેલ હોય, અને તે નોકરીના કરારથી અગર બીજી ગમે તે રીતે રાખવામાં આવેલ હોય.

૧૫. આ કાયદા અનુસાર વીમા–વ્યવસ્થાપકની નવી જગ્યા કાઢવામાં આવી છે; વળી તેને વીમા કંપની ઉપરાંત પ્રોવીડન્ટ સોસાયટીઝ ઉપર પણ દેખરેખ રાખવાની છે. ( જુઓ કલમ ૮૨–૮૭ વિગેરે ). તેને આ કાયદા અનુસાર ઘણી સત્તા છે. ( કલમ ૨૧–૨૨–૩૩ વિગેરે ) તેને કેટલીક બાબતમાં હુકમ ફરમાવવાની સત્તા છે જેમાંના કેટલાકની ઉપર કોર્ટને અરજી કરી શકાય છે ( કલમ ૩૩ (૨) વિગેરે ) જ્યારે કેટલાક હુકમોં ઉપર કોર્ટને અપીલ કરી શકાય છે ( કલમ ૧૧૦ ) જ્યારે બાકીના હુકમો લગભગ છેવટના જેવા છે; જો કે ચાર્ટર્ડ હાઇ કોર્ટને તે બાબતમાં અરજી કરી શકાય. ]

——— x ———

# ભાગ ૨ જો

## વીમો ઉતારનારને (ઈન્સ્યોરરને) લાગુ પડતા નિયમો.

—— * ——

### ૧

### ૧૯૩૯ ના સુધારાથી

| | |
|---|---|
| [૨ અ. જ્યાં સુધી જવાબદારીઓ અણુ ચુકવી રહેશે ત્યાં સુધી વીમો ઉતારનાર આ કાયદાને આધીન રહેશે. | દરેક વીમો ઉતારનાર (ઈન્સ્યોરર) જ્યાં સુધી તેની |

કોઈપણ વર્ગના વીમાના કામકાજ સંબંધની બ્રીટીશ હિંદમાંની જવાબદારીઓ અણુચુકવી રહે છે, અગર જ્યાં સુધી તે જવાબદારીઓ માટે બીજી જોગવાઇ કરવામાં આવી નથી ત્યાં સુધી તે તે વર્ગના વીમાના કામકાજને લગતી બાબતોમાં તે આ કાયદાના તમામ નિયમોને આધીન રહેશે.]

### ૧૯૩૯ ના સુધારાથી

### ૨

| | |
|---|---|
| [૨ બ. આ કાયદો અમલમાં આવતાં પહેલાં જે ઇન્સ્યોરર નવા કરાર કરવા બંધ કરશે તેમને આ કાયદો લાગુ પડશે નહિ. | કલમ ૨ ની પેટા કલમ (૯) ના પેટાવિભાગ (અ) ના ફકરા (i) અગર (iii) માં જેની |

વ્યાખ્યા આપવામાં આવેલ છે તેવા વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) જો આ કાયદો અમલમાં આવતા પહેલાં કોઇ પણ એક અગર વધુ વર્ગના વિમાના કામકાજના નવા કરારો કરવા તેણે બંધ કર્યા હશે તો તે તે વર્ગના વીમાના કામકાજની બાબતમાં તેને આ કાયદાના નિયમો લાગુ પડશે નહિ,]

વીમાના કામકાજના પાછળ કલમ ૭ માં જણાવ્યા મુજબના ચાર વર્ગ છે.

૧. જીંદગીના વીમાનું કામકાજ.
૨. આગના વિમાનું કામકાજ.
૩. દરિઆઈ વિમાનું કામકાજ,
૪. અકસ્માત અને મોટરકાર.

તથા કારીગરને નુકશાનીનો તથા તેવા પરચુરણ વીમાનું કામકાજ.

એ રીતના એ ચાર વર્ગના વીમાના કામકાજમાંથી ગમે તે એક અગર વધુ વર્ગનું કામકાજ બંધ કરતાં, તે તે વર્ગના કામકાજની બાબતમાં આ કાયદાના નિયમ બંધનકર્તા થશે નહિ.

## ૩

**રજીષ્ટ્રેશન (નોંધણી)**

**આ કાયદો અમલમાં આવ્યા પછી કોઇ પણ વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) વીમા વ્યવસ્થાપક (સુપ્રીન્ટેન્ડેટ ઓફ ઈન્સ્યોરન્સ) પાસેથી નોંધણીનો દાખલો મેળવ્યા સિવાય, બ્રીટીશ હિંદમાં કોઇ પણ વર્ગના વીમાનું કામકાજ શરૂ કરી શકશે**

નહિ; અને કોઇપણ વર્ગના વીમાનું કામકાજ બ્રીટીશ હિંદમાં ચલાવતો કોઈ પણ વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ત્રણ માસ પૂરા થયા બાદ વીમા, વ્યવસ્થાપક પાસેથી નોંધણીનો દાખલો ( સર્ટીફીકેટ ઓફ રજીસ્ટ્રેશન ) મેળવ્યા સિવાય તેવું કાંઈપણ કામકાજ જારી રાખી શકશે નહિ.

(૨) નોંધણી માટેની દરેક અરજીની સાથે નીચે મુજબના કાગળો વિ. સામેલ હોવું જોઈશે:—

(અ) જ્યારે અરજદાર વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ઇન્ડીયન કંપનીઝ એકટ સને ૧૯૧૨ મુજબ અગર ઇન્ડીયન કંપનીઝ એકટ સને ૧૮૮૨ મુજબ, અગર ઇન્ડીયન કંપનીઝ એકટ સને ૧૮૬૬ મુજબ; અગર તે કાયદાઓથી રદ કરવામાં આવેલ કોઈ પણ કાયદા મુજબ સ્થપાએલી (ઇન્કોર્પોરેટેડ) કંપની હોય ત્યારે કંપનીના મેમોરેન્ડમની અને આર્ટીકલ્સ ઓફ એસોસીએશનની સહી સિક્કાવાળી નકલ, અગર જો અરજદાર ઇન્સ્યોરર, કલમ ૨ ના પેટા કલમ (૯) ના પેટા વિભાગ अ (ii) અગર પેટા વિભાગ ब માં દર્શાવ્યા મુજબનો ઇન્સ્યોરર છે, તો તેમની બાબતમાં તેમણે કરેલ પંત્યાળાના દસ્તાવેજની, અગર જો તે અરજદાર ઇન્સ્યોરર કંપની હોય તો કંપનીના બંધારણના ખરડાની સહી સિક્કાવાળી નકલ, અગર જો તે વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) ના કામકાજનું મુખ્ય મથક અગર ડોમીસાઇલ (કાયમી વસવાટ) બ્રીટીશ હિંદની બહાર હોય, તો કલમ ૬૩ પેટા કલમ (अ) માં દર્શાવેલી (દર્શાવેલ દસ્તાવેજની) સહીસિક્કાવાળી નકલ.

(ख) જો વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) ઇન્ડીયન કંપનીઝ એકટ સને ૧૯૧૩ મુજબ સ્થપાએલી (ઇન્કોર્પોરેટેડ) કંપની હોય તો ડીરેકટરોના નામ, શીરનામા, અને તેમનો જે કાંઈ ધંધો હોય તે (નોંધાવવો); અને કલમ ૨ પેટાકલમ (૯) પેટાવિભાગ अ (ii) માં દર્શાવેલા વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) બ્રીટીશ હિંદમાંના તેના મેનેજર અને પ્રોપ્રાયટર્સ (માલીક) ના નામ અને શીરનામા (નોંધાવવા પડશે; અને બીજા કોઇપણ અરજદાર ઇન્સ્યોરરે (વીમો ઉતારનારે) તેની બ્રીટીશ હિંદમાંની મુખ્ય ઓફીસનું પૂરેપૂરું શીરનામું અને તે ઓફીસના મેનેજર અને ડીરેકટરોના નામ; અને બ્રીટીશ હિંદમાં રહેતા અને જેમને ઇન્સ્યોરર ઉપર બજવવાની નોટીસ સ્વીકારવાનો અધિકાર છે તેવા કોઇ એક અગર વધુ માણસોના નામ અને શીરનામા (તેણે આપવા પડશે),

(क) કયા એક અગર વધુ વર્ગના વીમાનું કામકાજ તેણે કર્યું છે અગર કરવાનો છે તેનું સ્ટેટમેન્ટ, અને નોંધણીની અરજી કરતાં પહેલાં કલમ ૭ અગર કલમ ૯૮ મુજબ જે રકમ તેણે અનામત (ડીપોઝીટ) મુકવાની છે તે રકમ અનામત મૂકાઈ ગઇ છે તેવું સ્ટેટમેન્ટ, અને અનામત મુકેલી રકમ દર્શાવતો રીઝર્વ બેન્ક ઓફ ઇન્ડીયાનો દાખલો (આપવો પડશે)

(ड) જ્યાં કલમ ૬ અગર કલમ ૯૭ લાગુ પડે ત્યાં ત્યાં વીમો ઉતારનારનો (ઇન્સ્યોરરનો) મુખ્ય અમલદાર જેને ડેકલેરેશન કરવાની સત્તા આપવામાં આવેલ છે તેના સોગંદનામા ઉપરનું વર્કીંગ કેપીટલ (કામ શરૂ કરતાં પહેલાં

જોઇતા ભંડોળ) (ચાલુ અસ્કયામત) ને લગતી કલમોની શરતોનું પૂરેપૂરું પાલન થયું છે તે બાબતનું ડેકલેરેશન (જાહેરનામું)

(ઇ) વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) કે જેના કામકાજનું મુખ્ય મથક અગર ડોમીસાઇલ (કાયમી વસવાટ) બ્રીટીશ હિંદ બહાર આવેલું છે, તેણે કેટલીક જરૂરીઆતો કે જે જે દેશમાં તે વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) રચાયો છે (કોન્સ્ટીટ્યુટ થયો છે) સ્થપાયો છે અગર ડોમીસાઇલ્ડ (કાયમી વસવાટવાળો) થયો છે તે દેશના પ્રજાજનોને લાગુ પડતી નથી, પણ હિંદી પ્રજાજનોને તે દેશમાં વીમાનું કામકાજ કરતાં પહેલાં તે દેશના કાયદા અગર શીરસ્તા મુજબ તે જરૂરીઆતો (જો તેવી કાંઇ પણ જરૂરીઆત હોય તો તે) ને અનુસરવી પડે છે, તે જરૂરીઆતો દર્શાવતું, વીમો ઉતારનાર (ઇન્સ્યોરર) ના મુખ્ય અમલદારે કરેલું સ્ટેટમેન્ટ, તેની સત્યતા ખાતર તેને સમર્થનમાં કરેલ સોગંદનામા ( એફીડેવીટ ) સહિતનું.

(એફ) જો ઇન્સ્યોરરે પ્રોસ્પેક્ટસ પ્રસિદ્ધ કર્યું હોય તો તેની સહી સિક્કાવાળી નકલ, તથા ઇન્સ્યોરરે મુકરર કરેલા પોલીસીના નમૂના (સ્ટાન્ડર્ડ પોલીસી ફોર્મ્સ) ની સહી સિક્કાવાળી નકલ, અને વીમાની પોલીસીઓના સંબંધમાં સૂચવાયેલા ભાવ, લાભ, માગણીઓ, અને શરતોનું સ્ટેટમેન્ટ, તથા જીંદગીના વીમાના કામકાજ (લાઇફ ઇન્સ્યોરન્સ બીઝનેસ) ની બાબતમાં ઉપર જણાવેલ પ્રોસ્પેક્ટસ તથા પોલીસી ફોર્મ્સની સહી સિક્કાવાળી નકલ તથા ભાવતાલ વિ. ના

સ્ટેટમેન્ટ ઉપરાંત એકચ્યુઅરી (હિસાબનીશ) નું મજકુર ભાવતાલ, લાભ, માગણી, અને શરતો સુયોગ્ય અને સદ્ધર છે, તે બાબતનું પ્રમાણપત્ર પણ તેમણે રજુ કરવું પડશે.

પરંતુ દરિઆઈ તથા અકસ્માતના વીમાની બાબતમાં તથા કામદારોના નુકશાનને લગતાં (વર્કમેન્સ કોમ્પેન્સેશન) તથા મોટરોના વીમા સિવાયના બીજા પરચુરણ વીમાના કામકાજમાં પોસ્પેકટસ, પોલીસીપત્રકો, અને સ્ટેટમેન્ટ બાબતની ઉપર દર્શાવેલી જરૂરિઆતો જેટલે અંશે પ્રોસ્પેકટસ પત્રકો અને સ્ટેટમેન્ટ મળી શકશે તેટલે જ અંશે અનુસરવામાં આવશે અને,

(જી) નોંધણી માટે નક્કી કરવામાં આવેલ ફી દરેક વર્ગના કામકાજ માટે એક સો રૂપિયાથી વધારે હશે નહિ.

(૩) જેના કામકાજનું મુખ્ય મથક બ્રીટીશ હિંદ બહાર આવેલું છે, અગર જેનું ડોમીસાઈલ (કાયમી વસવાટ) બ્રીટીશ હિંદ બહાર છે તેવા વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ની બાબતમાં જો તેવા વીમા ઉતારનારનું જે દેશમાં કામકાજનું મુખ્ય મથક છે, અગર જે દેશમાં તેનો કાયમી વસવાટ છે, તે દેશમાં જો તે દેશના વીમા સંબંધી અગર વીમાને લાગુ પડતા, કાયદા અગર શીરસ્તા મુજબ હિંદી પ્રજાજનોને વીમાને લગતું કામકાજ કરવાની કે ચાલુ રાખવાની બંધી કરવામાં આવેલ છે તેવું વીમા વ્યવસ્થાપક (સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ) ને તેને પોતાને સંતોષપૂર્વક જણાશે તો, અગર કલમ ૬૨ માં નિર્દિષ્ટ કરેલી જરૂરિઆતો તેણે પૂરી નથી

પાડી તેમ વીમા વ્યવસ્થાપકને પોતાને સંતોષપૂર્વક જણાશે તો વીમા વ્યવસ્થાપકે તેવા ઈન્સ્યોરરની નોંધણી અટકાવવાની છે. (નોંધણી કરાશે નહિ) અગર જો નોંધણી થઇ ગઈ હશે તો તેને રદ કરવાની છે.

(૪) જે ઇન્સ્યોરરની નોંધણી કરવામાં આવી છે તે, જો કલમ ૭ અગર કલમ ૯૮ માં નિર્દિષ્ટ કરેલી અનામતને લગતા નિયમોને અનુસરવામાં નિષ્ફળ જશે તો વીમા વ્યવ-સ્થાપકે તેની નોંધણી રદ કરવી પડશે.

(૫) જ્યારે વીમા વ્યવસ્થાપક પેટા કલમ (૩) અગર (૪) મુજબ નોંધણી આપશે નહિ અગર નોંધણી રદ કરશે. ત્યારે તેણે પોતાના નિર્ણયની લેખિત નોટીસ વીમો ઉતારનાર (ઈન્સ્યોરર) ને આપવી પડશે, અને નોટીસમાં તેણે જે તારીખથી તે નોટીસ અમલમાં આવશે તેમ દર્શાવ્યું હશે તે તારીખથી તે નિર્ણય અમલમાં આવશે, મજકુર તારીખ પત્રવ્યવહારમાં સામાન્ય રીતે જે વખત લાગે તે રીતે તે નોટીસ તેને પહોંચે તેવી તારીખથી એક મહીનાથી ઓછી નહિ અને બે મહિનાથી વધુ નહિ તેવી તારીખ રાખવામાં આવશે.

(૬) આ કાયદા અન્વયેની તમામ જરૂરિઆતો અરજદારે પૂરી પાડી છે તેવો જ્યારે વીમા વ્યવસ્થાપકને સંતોષ થશે ત્યારે તે વીમો ઉતારનારને (ઈન્સ્યોરરને) તેની નોંધણીનો દાખલો આપશે.

[ બ્રીટીશ હિંદમાં વીમાનું કામકાજ ચલાવતી એ પરદેશી કંપનીઓને પણ નોંધણીનો દાખલો લેવો જ પડશે. પરંતુ કોઈ પરદેશી કંપનીએ બ્રીટીશ હિંદમાં એજન્ટ રાખેલ હોય અને તે ફક્ત ટપાલ ઓફીસ માફક, પ્રપોઝલ મોકલતો હોય તો જો કે તે કોઈ કોઈ બાબતોમાં પ્રીમ્યમ સ્વીકારતો હોય, અગર દાક્તરી તપાસની ગોઠવણ કરતો હોય છતાં તેવી કંપની બ્રીટીશ હિંદમાં કામ કરતી ગણી શકાય નહિ હાસી વિ. ઈન્ડસ્ટ્રીયલ એન્ડ પ્રુડેન્સ્યલ કંપની ૭ કોમ કે

૭૫ જુઓ. ૨૨–કલકત્તા.–૫૮૧.

બધા ઈન્સ્યોરરે પેટા કલમ (૨) માં પેટા વિભાગ. (क) અનામતને લગતી શરતો પૂરી કર્યા બાબતનું સ્ટેટમેન્ટ તથા રીઝર્વ બેંકનો દાખલો. (ड) કામ ચલાવવાને માટે જોઈતા ભંડોળ બાબતનું સોગંદનામું વિ. તથા (फ) પ્રોસ્પેકટસ ( વિજ્ઞાનપત્ર )ની નકલ તથા ભાવતાલ બાબતનું સ્ટેટમેન્ટ રજુ કરવા પડશે. વળી જીંદગીના વીમાનું કામકાજ કરનાર ઈન્સ્યોરરે પેટા કલમ (૨) (फ) મુજબનું એકચ્યુઅરીનું પ્રમાણપત્ર પણ રજુ કરવું પડશે. સને ૧૯૧૩ ના કંપની એકટ મુજબ સ્થપાએલી કંપનીએ.

પેટા કલમ ૨ (अ) મુજબ તેમના બંધારણની કલમ બંધીની તથા બંધારણની યાદી ( મેમોરેન્ડમ અને આર્ટીકલ્સ ઓફ એસોસીએશન )ની સહી સિક્કાવાળી નકલ તથા—

કલમ (ब) મુજબ કંપનીના ડીરેકટરોના નામ ઠેકાણા તથા ધધો વિ. પૂરા પાડવા જોઈશે. હિંદ બહાર સ્થપાએલી કંપનીએ.

પેટા કલમ ૨ (अ) મુજબ કલમ ૬૩ अ માં દર્શાવેલી સહી સિક્કાવાળી નકલ, તથા પેટાવિભાગ (ई)માં દર્શાવેલું

સોગંદનામા સહિતનું સ્ટેટમેન્ટ, તથા પેટા વિભાગ (બ)માં દર્શાવેલ નામઠામ વિ. આપવાં પડશે.

પેટા કલમ (૩) અગર (૪) મુજબ જો વીમા વ્યવસ્થાપક નોંધણી અટકાવે, અગર રદ કરે તો કલમ ૧૧૦ (૧) અ મુજબ તે હુકમ ઉપર કોર્ટને અપીલ થઈ શકશે. વળી ખરી રીતે આ ભાગના તમામ નિયમો 'ઈન્સ્યોરર'ને જ લાગુ પડે છે અને તેમાં પ્રોવીડન્ટ સોસાયટી આવી જતી નથી. છતાં કલમ ૯૮ નો તેમાં નિર્દેશ કર્યો છે જે ઉપરથી એમ સ્પષ્ટ ફલિત થાય છે કે પ્રોવીડન્ટ સોસાયટીની નોંધણી પણ આ કલમ અનુસાર વીમા વ્યવસ્થાપક અટકાવી શકશે અગર રદ કરી શકશે. ]

૪

જીંદગીના વીમાની પોલીસી રૂઈએ મળતા, વર્ષાસન અને બીજા લાભો મળતી ઓછામાં ઓછી રકમની બાબત.

(૧) કોઈપણ ઇન્સ્યોરર, કે જે-પ્રોવીડન્ટ સોસાયટી નથી કે જેને આ કાયદાનો ત્રીજો ભાગ લાગુ પડે છે, અગર જે સહકારી જીંદગીના વીમાની મંડળી (કોઓપરેટીવ લાઈફ ઈન્સ્યોરન્સ સોસાયટી) નથી અગર પરસ્પરાન્વયે વીમા ઉતારનારી કંપની (મ્યુચ્યુઅલ ઇન્સ્યોરન્સ કંપની) નથી કે જેને આ કાયદાનો ચોથો ભાગ લાગુ પડે છે-તે બંને સિવાયના કોઇપણ ઈન્સ્યોરર, આ કાયદો અમલમાં આવ્યા પછી નિકાલવામાં આવેલી જીંદગીના વીમાની પોલીસીની રૂઈએ, રૂા. ૫૦) પચાસ અથવા તેથી ઓછી રકમનું વર્ષાસન (સાલીયાણું)

આપશે નહિ અગર આપવાનો કરાર કરશે નહિ, અગર રૂા. ૫૦૦) પાંચસો અગર તેથી ઓછી કુલ તમામ (ગ્રોસ) રકમ જીંદગીના વીમાની પોલીસીની રૂઇએ આપશે નહિ અગર આપવાનો કરાર કરશે નહિ; મજકુર. રૂા. ૫૦) પચાસ અગર રૂા. ૫૦૦) પાંચસોની રકમ–નફા અગર બોનસ (ગણ્યા) સિવાયની ચોકખી રકમ હોવી જોઇએ; પરંતુ કોઈ ઇન્સ્યોરર (વીમો ઉતારનાર) કોઇપણ પોલીસીને કોઇપણ રકમ માટેની પેઇડઅપ ( ચૂકતી નાણાની ) પોલીસીમાં રૂપાંતર કરી નાંખે તેમાં, અગર કોઈપણ રકમ સરેન્ડર વેલ્યુ ( રોકડી કિંમત) તરીકે આપે તેમાં આ કલમનો કાંઇપણ બાધ આવશે નહિ.

(૨) ' ગ્રુપ પોલીસી એટલે કે–એકજ શેઠના ( એમ્પ્લોયરના ) નીચે એક જ ધંધામાં અગર ગાઢો સંબંધ ધરાવતા જુદા ધંધા ( કીન્ડ્રેડ ઓકયુપેશન્સ ) માં કામકાજ કરતા માણસોના જૂથ માટેની પોલીસી રૂા. ૫૦૦૦) પાંચ હજારથી ઓછી નહિ તેવી સંયુક્ત રકમ ( એગ્રેગેટ સમ ) માટેની પોલીસી, કે જે પોલીસીની રૂઇએ એક વ્યક્તિની જીંદગી ઉપર રૂા. ૫૦૦) પાંચસો અગર ઓછી કુલ રકમ (ગ્રોસ સમ) —ઇન્સ્યોરર ( વીમો ઉતારનાર ) આપે છે અગર આપવાને બંધાય છે તેને ઉપરની કલમના કોઇપણ વાંધા લાગુ પડશે નહિ.

[ પેટા કલમ ૨–થી રૂા. ૫૦૦૦)થી ઓછી રકમના જૂથ વીમા ( ગ્રુપ ઈન્સ્યોરન્સ ) જો તદઅનુસાર વ્યક્તિ દીઠ રૂા. ૫૦૦) થી ઓછી રકમ આવે તો તેવા જૂથ માટેના વીમા થઈ શકશે નહિ. ]

૫

વીમો ઉતારનારના નામને લગતા નિયમન } (૧) જે નામથી કોઈ હસ્તી ધરાવતા વીમા ઉતારનાર. (ઈન્સ્યોરર)ની નોંધણી થઇ ગયેલ છે તેજ નામથી, અગર તેને ભળતા જ કોઇ નામથી—એટલે કે તે બંને નામ વચ્ચે એટલું બધું સામ્ય હોય કે જેથી માણસો છેતરાઈ જાય તેમ લાગે, તે નામથી નોંધણી થશે નહિ. પરંતુ ઉપરના સંજોગોમાં, જો આગળથી હસ્તી ધરાવતો વીમા ઉતારનાર–તેનું કામકાજ તથા નામ બંધ કરવાની પ્રવૃત્તિમાં હશે–વિખેરાવાના કામકાજમાં ચાલુ હશે-(ડીસોલ્વ થતો હશે) તો, અને જો તે વીમા વ્યવસ્થાપકને (આ બાબતમાં) પોતાની સંમતિ દર્શાવશે તો (નવા વીમા ઉતારનારની) તેવા (જુના) નામથી નોંધણી થઇ શકશે.

(૨) જો કોઇપણ વીમો-ઉતારનાર (ઈન્સ્યોરર),—આગળથી નોંધાએલ (રજીષ્ટર્ડ) અગર બીન–નોંધાએલ, કોઇપણ હસ્તી ધરાવતો ઈન્સ્યોરર જે નામથી કામકાજ ચલાવે છે, તેજ નામથી, અગર તેના જેવા નામથી, અગર તે નામ સાથે કોઈને છેતરી નાંખે તેવું ગણી શકાય તેવું સામ્ય ધરાવતા નામથી, ભૂલથી અગર બીજા કોઈ કારણે-ઉપર જણાવ્યા મુજબની સંમતિ વગર નોંધવામાં આવેલ હશે,-તેણે, જો આગળ હસ્તી ધરાવતો વીમા ઉતારનાર વીમા વ્યવસ્થાપકને તે બાબતની અરજી કરશે, અને વીમા વ્યવસ્થાપક પછીના વીમા ઉતારનારને નામ ફેર કરવાનું

જણાવશે તો તે બીજા વીમા ઉતારનારે વીમા વ્યવસ્થાપકે નક્કી કરેલ સમય દરમ્યાન પોતાનું નામ ફેરવી નાખવું પડશે.

પરંતુ સને ૧૯૧૨ ના 'હિંદના જીંદગીના વીમાની કંપનીના કાયદા નીચે, સને ૧૯૩૭ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખ પહેલાંથી કામકાજ ચલાવતા કોઇપણ વીમા ઉતારનાર. (ઇન્સ્યોરર), ને આ કલમનો કાંઇ બાધ લાગુ પડશે નહિ.

(૩) 'પ્રોવીડન્ટ સોસાયટી' કે જેને આ કાયદાનો ત્રીજો ભાગ લાગુ પડે છે તેવી સોસાયટી સિવાયનો કોઇપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર), કે જે આ કાયદો અમલમાં આવ્યા પછીથી વીમાનું કામકાજ કરવાનું શરૂ કરશે તે "પ્રોવીડન્ટ" એ શબ્દ જેમાં સમાયેલો છે તેવી કોઇપણ શબ્દરચના તેના નામ તરીકે રાખશે નહિ; અને આ કાયદાનો અમલ શરૂ થતા પહેલાં કામકાજ ચલાવતો કોઇપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર), આ કાયદાનો અમલ શરૂ થયા પછી છ માસ પછીથી કોઇપણ વાકયરચના કે જેમાં "પ્રોવીડન્ટ" શબ્દ સમાયેલો છે તેવું નામ તેના નામ તરીકે રાખી શકશે નહિ.

આ કલમ વ્યાપારી બજારોમાં તથા ઘરાકોમાં ગુંચવાડો ન ઉભો થાય તે ખાતર, તથા નોંધણી પત્રકની સુસંગતતા જળવાઇ રહે તે ખાતર, તથા સામાન્ય નિયમ મુજબ, એ વેપારીને ભળતા નામે કામ ન કરવા દેવા જોઇએ તે અનુસાર–કંપનીઝ એકટની કલમ–૧૧ મુજબનું આ

નિયમન જાહેર હિત માટેનું છે.

૬

ભંડોળ સંબંધી નિયમો. } સને ૧૯૩૭ ના – જાન્યુઆરી માસની ૨૬ મી

તારીખ પછીથી સ્થપાએલા (ઇન્કોર્પોરેટેડ) દરેક વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) અગર જે વીમા ઉતારનાર જીંદગીના વીમાનું કામકાજ સ્વતંત્ર જીંદગીના વીમાનું એકલુંજ અગર બીજા કોઈ વર્ગના વીમાના કામકાજ સાથેનું જીંદગીના વીમાનું કામકાજ તા. ૨૬–૧–૩૭ પછીથી બ્રીટીશ હિંદમાં કરવાનું શરૂ કરશે, તે દરેક પાસે નોંધણી થાય તે પહેલાં રૂા. ૫૦૦૦૦) પચાસ હજારથી ઓછી નહિ તેવી ચોકખી રકમ (નેટ સમ) કામ શરૂ કરતા પહેલાં જોઇતા ભંડોળ (વર્કીંગ કેપીટલ) તરીકે જોઇશે. અને એ રૂ.ા ૫૦૦૦૦) ની રકમમાં આ કાયદાની ૭ મી કલમની પેટાકલમ (૫) અન્વયે નોંધણી પહેલાં જે રકમ અનામત મૂકવાની છે તેની, અગર જો વીમો ઉતારનાર કંપની હોય તો તે કંપની સ્થાપવા (ઉભી કરવા) માટે જે રકમ પ્રાથમિક ખર્ચા તરીકે આપવાની છે તેની ગણત્રી કરવાની નથી.

વીમા ઉતારનારે કલમ ૭ મુજબ ભરેલ અનામત રકમ અગર, તેના પ્રાથમિક ખર્ચાનો વર્કીંગ કેપીટલમાં સમાવેશ થઇ શકે નહિ.

પ્રોવીડન્ટ સોસાયટી માટે, તથા સહકારી જીંદગીના વીમાની મંડળી અગર પરસ્પરાન્વયે વીમા ઉતારનાર કંપની

માટે કેટલી વર્કીંગ કેપીટલ (કામ ચલાવવા માટેનું ભંડોળ) જોઈએ તે માટે અનુક્રમે કલમ ૭૨ અને કલમ ૯૦ જુઓ.

૭

**અનામત (ડીપોઝીટસ)**

(૧) કલમ, ૨ પેટાકલમ (૯) પેટા વિભાગ (क)માં નિર્દિષ્ટ કરવામાં આવેલ વીમા ઉતારનાર સિવાયની દરેક વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે). બ્રીટીશ હિંદમાં તેણે કરેલા વીમાના કામકાજના સંબંધમાં, રીઝર્વ બેંક ઓફ ઈન્ડીઆમાં, તે બેંકની હિંદ અંદરની કોઇપણ ઓફીસમાં હિંદની મધ્યસ્થ સરકાર માટે અને તેના વતીથી રોકડમાં, અગર મંજુર કરવામાં આવેલ જામીનગીરીઓ (એપ્રુવ્ડ સીકયુરીટીઝ) માં નીચે મુજબની રકમ ડીપોઝીટ તરીકે (અનામત) મૂકવી પડશે. અને તેવી અનામત ચાલુ નિભાવવી પડશે, જામીનગીરીની કિંમતની ગણત્રી અનામત મૂકયા તારીખે તે જામીનગીરીની જે બરાબર કિંમત હશે તે મુજબની ગણાશે. વીમા ઉતારનારે નીચે જણાવ્યા મુજબની રકમ અનામત મુકવાની છે.

(अ) જ્યારે ફક્ત જીંદગીના વીમાનું (એકલુંજ) કામકાજ કર્યું છે, અગર કરવાનું છે ત્યારે તેણે રૂા. ૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆ અનામત મૂકવા પડશે.

(ब) જો તેણે ફક્ત આગના વીમાનું જ કામકાજ કર્યું હશે અગર કરવાનું હશે તો તેણે રૂા. ૧૫૦૦૦૦) દોઢ લાખ રૂપીઆ અનામત મૂકવા પડશે.

(क) જો ફક્ત દરીઆઈ વીમાનું જ કામકાજ કર્યું છે અગર કરવાનું છે, તો તેણે રૂા. ૧૫૦૦૦૦) દોઢ લાખ રૂપીઆ અનામત મુકવા પડશે.

(ड) જો ફક્ત અકસ્માત, અને પરચુરણ વીમાનું કામકાજ, કે જેમાં કારીગરોને બદલાના (વર્કમેન્સ કોમ્પેન્સેશનના) તથા મોટરકારના વીમાનો સમાવેશ થતો લેખાશે તેવા વીમાનું કામકાજ તેણે કર્યું હશે તો તેણે રૂા. ૧૫૦૦૦૦) દોઢ લાખ રૂપીઆ મૂકવા પડશે.

(इ) જો તેણે જીંદગીના વીમાના કામકાજ ઉપરાંત, પેટા વિભાગ (ब) (क) અને (ड) માં દર્શાવેલા ત્રણ વર્ગમાંથી કોઈ એક વર્ગના વીમાનું કામકાજ કર્યું હશે અગર કરવાનું હશે તો તેણે રૂા. ૩૦૦૦૦૦) ત્રણ લાખ મૂકવા પડશે જેમાંથી ૨૦૦૦૦૦) બે લાખ જીંદગીના વીમાના કામકાજ માટેની અનામત રહેશે.

(फ) જો તેણે જીંદગીના વીમાના કામકાજ ઉપરાંત, પેટા વિભાગ (ब) (क) અને (ड) માં દર્શાવેલા ત્રણ વર્ગમાંથી કોઈ પણ બે વર્ગના વીમાનું કામકાજ કર્યું હશે અગર કરવાનું હશે તો તેણે રૂા, ૪૦૦૦૦૦) ચાર લાખ રૂપીઆ મૂકવા પડશે જેમાંથી રૂા. ૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆ જીંદગીના વીમાના કામકાજ માટેની અનામત રહેશે.

(ग) જો તેણે જીંદગીના વીમાના કામકાજ ઉપરાંત, પેટા વિભાગ (ब) (क) અને (ड) માં દર્શાવેલા ત્રણે વર્ગના

વીમાનું કામકાજ કર્યું હશે અગર કરવાનું હશે, તો તેણે રૂા. ૪૫૦૦૦૦) સાડા ચાર લાખ રૂપીઆ અનામત મૂકવા પડશે જેમાંના રૂા, ૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆ જીંદગીના વીમાના કામકાજ માટેની અનામત રહેશે.

(ह) જો તેણે જીંદગીના વીમાનું કામકાજ નહિ કર્યું હોય કે કરવાનુ નહિ હોય, પણ તેણે તે સિવાયનું ફક્ત પેટા વિભાગ (ब) (क) અને (ड) માં દર્શાવેલા ત્રણ વર્ગમાંથી કોઈ પણ બે વર્ગનું કામકાજ કર્યું છે અગર તેવા કોઇ બે વર્ગનું જ કામકાજ તે કરવાનો છે તો તેણે રૂા. ૨૫૦૦૦૦) અઢી લાખ રૂપીઆ અનામત મૂકવા પડશે.

(आइ) જો જીંદગીના વીમા રહિતનું પેટા વિભાગ (ब) (क) અને (ड) માં દર્શાવેલા ત્રણે વર્ગનું કામકાજ તે વીમો ઉતારનારે (ઇન્સ્યોરરે) કર્યું હશે, અગર તે તેવા ત્રણે વર્ગનું કામકાજ કરવાનો હશે તો તેણે રૂા. ૩૫૦૦૦૦) સાડા ત્રણ લાખ રૂપીઆ અનામત મુકવા પડશે.

(ख) જો તેણે દેશી વહાણવટા (કન્ટ્રીક્રિફ્ટ) ના સંબંધનું અગર તેવા દેશી વહાણ અગર હોડીઓમાં જતા માલ (કાર્ગો) સંબંધનું દરિઆઈ વીમાનું કામકાજ કર્યું હશે, અગર તેવું કામકાજ તેને કરવાનું હશે તો [અને બીજી કોઈ પણ જાતનું દરીઆઇ વીમાનું કામકાજ નહિ કર્યું હોય અગર નહિ કરવાનું હોય તોજ] ફક્ત રૂા. ૧૦૦૦૦) અંકે દસહજાર રૂપીઆ તેણે અનામત મુકવા પડશે.

(૨) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કે જેનો કલમ ૨ પેટા કલમ (૯) પેટા વિભાગ (क) માં નિર્દેશ કરવામાં આવેલ છે. તેણે કલમ ૨ પેટા કલમ (૯) પેટા વિભાગ क માં જણાવેલી જાતના જે કરારો ચાલુ છે (સ્ટેન્ડીંગ કોન્ટ્રેકટસ) તે કરાર અન્વયે બ્રીટીશ હિંદમાં તેણે કરેલા કોઇ પણ વર્ગના વીમાના કામકાજના સંબંધમાં, તેણે ઉપર પેટા કલમ (૧) માં દર્શાવેલી તે તે વર્ગના વીમાના કામકાજને લગતી અનામતની રકમથી દોઢી રકમ હિંદની રીઝર્વ બેંકમાં એટલે કે રીઝર્વ બેંકની હિંદની અંદરની કોઈ પણ ઓફીસમાં, હિંદની મધ્યસ્થ સરકારને માટે અને તેના વતીથી; રોકડમાં અગર મંજુર કરેલી જામીનગીરી ( એપ્રુવ્ડ સીક્યુરીટીઝ) માં જે સોસાયટી ઓફ લોઈડઝના સભ્યો છે તેવા કામ કરનારા (જોખમ લેનારા અંડર રાઈટર્સ) કે જેમની સાથે તે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ને ચાલુ કરારો ( સ્ટેન્ડીંગ કોન્ટ્રેકટસ) છે તેમની (અંડર રાઇટર્સની) વતીથી તે વીમો ઉતારનાર મજકુર (દોઢી રકમની) અનામત મૂકશે તો તેણે આ કલમના નિયમો પાળ્યા બરાબર લેખાશે.

(૩) સને ૧૯૩૭ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખ પહેલાં સ્થપાએલા, અગર તે તારીખ પહેલાં જેઓ બ્રીટીશ હિંદમાં વીમાનું કામકાજ ચલાવે છે તેવા, વીમા ઉતારનારે જે રકમ અનામત મુકવાની છે તે પેટા કલમ (૧) માં નિર્દિષ્ટ કરેલી અનામત તેણે સાતથી વધુ નહિ તેવા હપ્તાથી ભરવી પડશે. તેમાંનો પહેલો હપ્તો અનામતની કુલ રકમના થી ઓછો નહિ તેવો પ્રથમ હપ્તો તેણે નોંધણીની અરજી

કરતાં પહેલાં ભરવો જોઇશે; બીજો હપ્તો અનામતની બાકી રહેલી રકમના ૧/૮ ભાગથી ઓછી નહિ તેવી રકમનો બીજો હપ્તો તેણે આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ચાર માસ પૂરા થાય તે પહેલાં ભરવો પડશે, અને પછીના હપ્તા બીજા હપ્તા તરીકે ઓછામાં ઓછી જે રકમ આવતી હોય તેનાથી ઓછી રકમના નહિ તેવા દરેક હપ્તા પછીના દરેક વર્ષે ૧ લી જાન્યુઆરીએ તેણે ભરવા પડશે.

પરંતુ જે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ફક્ત એકલા જીંદગીના વીમાનુંજ કામકાજ કરે છે તે અનામતની રકમ દસથી વધુ નહિ તેવા હપ્તાથી ભરી શકશે; તેનો પહેલો હપ્તો અનામતની કુલ રકમના ૧/૪ થી ઓછો નહિ તેવો પ્રથમ હપ્તો નોંધણીની અરજી કરતાં પહેલાં ભરવો પડશે, બીજો હપ્તો, અનામતની બાકી રહેલી રકમના ૧/૬ ભાગથી ઓછી નહિ તેવી રકમનો બીજો હપ્તો તેણે આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ચાર માસ પૂરા થાય તે પહેલાં ભરવો પડશે; અને પછીના હપ્તા બીજા હપ્તા તરીકે ઓછામાં ઓછી જે રકમ આવતી હોય તેનાથી ઓછી રકમના નહિ તેવા હપ્તા પછીના દરેક વર્ષે ૧ લી જાન્યુઆરીએ ભરવા પડશે.

(૪) વીમા ઉતારનાર કે જેને ઉપરની પેટા કલમ (૩) લાગુ પડે છે, અને જે વીમા ઉતારનાર કલમ ૨ પેટા કલમ (૯) ના પેટા વિભાગ (अ) (ii) અગર પેટા વિભાગ (ब) માં નિર્દેશ કરેલ છે તેવો વીમા ઉતારનાર નથી, અને યુનાઇટેડ કીંગડમમાં જે વીમા ઉતારનારનો ઉતારનાર સુસંસ્થાપિત થએલી

નથી, અગર જે વીમા ઉતારનારનો કાયમી વસવાટ (ડોમીસાઇલ) યુનાઇટેડ કીંગ્ડમમાં નથી, તેવા વીમા ઉતારનારની બાબતમાં ઉપર પેટાકલમ (૩) માં ગમે તે નિયમન હોય તે છતાં, તેઓએ પેટા કલમ (૧) મુજબનું અનામત બે હપ્તાથી ભરવું પડશે, તેનો પ્રથમ હપ્તો અનામતની કુલ રકમના અર્ધભાગથી ઓછી નહિ તેટલી રકમનો પ્રથમ હપ્તો તેણે નોંધણીની અરજી કરતાં પહેલાં ભરવો પડશે અને બીજો હપ્તો નોંધણીની તારીખથી એક વર્ષ પૂરૂં થતાં પહેલાં તેણે ભરી દેવો પડશે.

(૫) સને ૧૯૩૭ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખ પહેલાં જે સ્થપાએલ (ઇન્કોર્પોરેટેડ) ન હતા તેવા, અગર તે તારીખ પહેલાં જે બ્રીટીશ હિંદમાં વીમાનું કામકાજ કરતા ન હતા તેવા વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) નીચે મુજબના હપ્તાથી અનામતની રકમ ભરવી પડશે. તેણે નોંધણીની અરજી કરતાં પહેલાં અનામતની કુલ રકમના $\frac{1}{4}$ ભાગથી ઓછી નહિ તેવી રકમ ભરવી પડશે, અને બ્રીટીશ હિંદમાં કામકાજ શરૂ કર્યા તારીખથી એક વર્ષ પૂરૂં થાય તે પહેલાં તેણે અનામતની બાકી રહેલી રકમ (બેલાન્સ ઓફ ધી ડીપોઝીટ) ના $\frac{1}{3}$ ભાગથી ઓછી નહિ તેટલી રકમ ભરવી પડશે; અને બ્રીટીશ હિંદમાં કામકાજ શરૂ કર્યા તારીખથી બે વર્ષ પૂરાં થાય તે પહેલાં અનામતની બાકી રહેલી રકમના $\frac{1}{2}$ ભાગથી ઓછી નહિ તેટલી રકમ તેણે ભરવી પડશે, અને બ્રીટીશ હિંદમાં કામકાજ શરૂ કર્યા તારીખથી ત્રણ વર્ષ વર્ષ પૂરા થાય તે પહેલાં બાકીની ચુકતે રકમ તેણે ભરી દેવી પડશે.

પરંતુ કલમ ૨ પેટા કલમ (૯) ના પેટા વિભાગ (अ) (ii) અગર પેટા વિભાગ (ब) માં નિર્દિષ્ટ કરેલા વર્ગ સિવાયના અને જે યુનાઈટેડ કીંગ્ડમમાં સુસંસ્થાપિત (ઇન્કોર્પોરેટેડ) થયેલા નથી અગર જેમનો કાયમી વસવાટ (ડોમીસાઈલ) યુનાઇટેડ કીંગ્ડમમાં નથી, તેવા વીમા ઉતારનારે નોંધણીની અરજી કરતાં પહેલાં અનામતની તમામ રકમ ભરી દેવી પડશે.

(૬) પેટા કલમ (૧) અગર (૨) ની અન્વયે જે જે વર્ગ અગર વર્ગોના કામકાજની બાબતમાં વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ને અનામત રકમ મુકવાની જવાબદારી આવી હોય, તે તે વર્ગ અગર વર્ગો ઉપરાંત કોઈપણ વર્ગ અગર વર્ગોના વીમાનું કામકાજ (વીમા ઉતારવાનું કામ) જ્યાં સુધી અનામત રકમ ભરવાની જવાબદારી તેના ઉપર આવી છે તે રકમ તેણે પૂરેપૂરી ભરી નથી ત્યાં સુધી, અને તદ્ ઉપરાંત નોંધણીની અરજી કરતાં પહેલાં વધારાના વર્ગના કામકાજના કારણે જે વધારે અનામત રકમ ભરવાની છે તે તમામ, અગર તેનો પેટા કલમ (૩) (૪) અગર (૫) ના નિયમો અનુસાર જેટલો ભાગ ભરવો પડે તેટલો ભાગ, વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) ભર્યો નથી ત્યાં સુધી વીમા ઉતારનાર તેવાં વધારાનાં વર્ગ અગર વર્ગોનું કાંઈ કામકાજ લઈ શકશે નહિ.

(૭) સને ૧૯૧૨ ના 'ઇન્ડીયન લાઇફ એસ્યોરન્સ કંપનીઝ એક્ટ' ( હિંદના વીમા ઉતારનાર કંપનીના કાયદા) ના નિયમો અનુસાર, (કંપનીની) 'કોન્ટ્રોલર ઓફ કરન્સી'

ને ત્યાં અનામત મૂકેલી જામીનગીરીઓ ( સીક્યુરીટીઝ ), તેઓ રીઝર્વ બેંક ઓફ ઇન્ડીયાને નામે ચડાવી આપશે ( ટ્રાન્સફર કરી દેશે; અને તેની કિંમત,–તે કાયદા અનુસાર પહેલવહેલી અનામત મુકવામાં આવી તે તારીખે તે જામી-નગીરીની જે બજારકિંમત હતી,–તેટલી ગણાશે અને તેટલી રકમ (ઉપર મુજબ નામફેર–ટ્રાન્સફર–થતાં), વીમા ઉતાર-નાર તરફથી જીંદગીના વીમાના કામકાજના સંબંધમાં આ કાયદા મુજબ અનામત મુકેલી છે તેમ ગણી લેવામાં આવશે.

(૮) રોકડમાં મુકવામાં આવેલ અનામત, વીમા ઉતાર-નાર (ઇન્સ્યોરર) ના ખાતે રીઝર્વ બેન્ક ઓફ ઇન્ડીઆમાં જમે રહેશે; અને આ કાયદાના નિયમ અનુસાર કોઇ પણ

વખતે અનામત (ડીપોઝીટ) પાછી આપવાની આવશે ત્યારે વીમા ઉતારનારને તે રકમ રોકડમાં પાછી મળશે; અને પેટા કલમ (૧) અગર પેટા કલમ (૨) અનામત મુકેલી જામીનગીરી (સીક્યુરીટી) ઉપર ભેગું કરાયેલું અને તેનું લેણું પડતું તમામ વ્યાજ,-વ્યાજ મેળવી આપવા માટે સામાન્ય રીતે જે દલાલી (કમીશન) લેવાય છે તેટલી દલાલી કાપતાં બાકીનું બધું વ્યાજ પણ, વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) ને આપવામાં આવશે.

(૯) આ કલમ અનુસાર બેંકમાં અનામત મૂકેલી જામીનગીરીઓના બદલે, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) બીજી મંજુર કરેલી તેટલી જ રકમની જામીનગીરીઓ, ગમે તે વખતે,-તે વખતના ચાલતા બજારભાવે જેની તેટલી કિંમત થાય તેટલી જામીનગીરીઓ મૂકી બદલો કરી શકશે; વળી જો વીમા ઉતારનાર, અસલ રોકડમાં મૂકેલી અનામતની આખી રકમ અગર તેનો કોઈ ભાગ રોકડના બદલે મંજુર કરેલી જામીનગીરીમાં રોકવા (ઇન્વેસ્ટ કરવા), રીઝર્વ બેંકને વિનંતિ કરશે તો,-અગર જો તેણે અનામત મૂકેલી જામીનગીરીના નાણા પાકવાથી અગર તેનું વેચાણ કરવાથી જે નાણા આવે તે તમામ નાણા અગર તેનો ભાગ મંજુર કરેલી જામીનગીરીઓમાં રોકવા, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) બેંકને વિનંતિ કરશે તો-રીઝર્વ બેંક ઓફ ઇન્ડીઆએ તેમ કરવું પડશે-તેવી મંજુર કરેલી જામીનગીરીઓમાં તે નાણા રોકવા પડશે.

(૧૦) આ કલમ અનુસાર મુકેલી અનામતનો કાંઇ

પણુ ભાગ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) ની કાંઈ પણુ જવાબદારી અદા કરવામાં વપરાશે, તો, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) તે રીતે વપરાયેલ રકમની તૂટ પૂરી થાય તેટલી વધુ રકમ રોકડમાં અગર મંજુર કરેલી જામીનગીરીમાં ભરી, ખોટ પૂરી કરી દેશે; અને જો અનામત અગર તેનો કાંઇ પણુ ભાગ આવી રીતે જવાબદારી અદા કરવામાં વપરાયો હોય તે તારીખથી બે માસની અંદર જો તે ખોટ પૂરી કરવામાં નહિ આવે તો પેટા કલમ (૧) ના નિયમોને અનુસરતામાં વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) નિષ્ફળ ગયેલો લેખાશે.

આ અનામત નાણાનો ઉપયોગ, વીમો ઉતરાવનારનું હિત સંપૂર્ણ રીતે જળવાઇ રહે—અને જરૂર પડે તો તે

નાણામાંથી પણ દાવાઓ ચુકવી શકાય તે ખાતર જાહેર પ્રજાના લાભ માટે આ નિયમ સૌથી અગત્યનો છે. આ નિયમને કારણે નામધારી લેભાગુ કંપનીઓ ચાલી શકશે નહિ.

વીમાના કામકાજના-આગળ કલમ ૨ ની ટીકામાં દર્શાવ્યું હતું તેમ-આ કલમ અનુસાર ચાર વર્ગ પાડયા છે, અને તે મુજબ ડીપોઝીટ મુકવાનું છે.

૧ ફક્ત જીંદગીના વીમાનું કામ—રૂા. બે લાખ.

૨ ફક્ત આગના વીમાનું કામ—રૂા. દોઢ લાખ.

૩ ફક્ત દરીઆઇ વીમાનું કામ—રૂા. દોઢ લાખ.

૪ ફક્ત અકસ્માત વિ. પરચુરણ
વીમાનું કામ— રૂા. દોઢ લાખ.

તદ્ ઉપરાંત વિશેષ વિગતો પણ કલમ (૧) માં સ્પષ્ટ-પણે દર્શાવેલ છે. આ અનામત રકમ-જો કંપની લીકવીડેશ-નમાં જાય તો અગર વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) નાદાર બને તો કલમ ૫૯ મુજબ તે રકમ વ્યાજ સાથે પાછી મળે છે. દરેક પ્રોવીડન્ટ સોસાયટીએ નોંધણી વખતે પહેલાં રૂા. ૫૦૦૦) પાંચ હજાર અનામત મૂકવાના છે ત્યાર બાદ દર વર્ષે કુલ વાર્ષિક પ્રીમ્યમ (મનોતી) ના ૧/૪ થી ઓછી નહિ તેટલી રકમ ભરવી પડશે, પરંતુ તે રીતે કુલ રૂા. ૫૦૦૦૦) થયા પછી તેણે કાંઇ ભરવું પડશે નહિ. ( કલમ ૭૩ )

સહકારી મંડળીએ પણ પહેલાં રૂા. ૨૫૦૦૦) ભરવા પડશે અને ત્યાર બાદ દર વર્ષે કુલ વાર્ષિક પ્રીમ્યમ આવે

તેના ⅓ ભાગની રકમ ભરતા જઈ કુલ રૂા. ૨૦૦૦૦૦ બે લાખ કરવા પડશે. (કલમ ૯૮)

૮

## અનામત ઉપર રાખવામાં આવેલખાસ હક્ક.

કલમ ૭ અગર કલમ ૯૮ અનુસાર મુકવામાં આવેલી અનામત, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ની મિલ્કતનો ભાગ લેખાશે; પરંતુ તે સ્વત્વાર્પણુથી (એ સાઇનમેન્ટથી) બીજાને લખી આપી શકાશે નહિ અગર તેની ઉપર બોજો થઇ શકશે નહિ. વળી વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) તરફથી કાઢવામાં આવેલી વીમાની પોલીસીની રૂઇએ, તે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ની જે જવાબદારીઓ ઉત્પન્ન થાય તે જવાબદારીઓ જ્યાં સુધી સંતોષવામાં આવી નથી (ચુકતે કરવામાં આવી નથી) ત્યાં સુધી, તે જવાબદારીઓ સિવાયની બીજી જવાબદારીની પતાવટ માટે તે રકમ ઉપયોગમાં લઈ શકાશે નહિ. વળી વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ની પોલીસી ધરાવનાર સખસ કે જેણે પોલીસીની રૂઇએના લેણા માટે હુકમનામુ મેળવ્યું છે અને જે લેણું બીજી કોઈ રીતે પોલીસી ધરાવનાર સખશ (પોલીસી હોલ્ડર) વસુલ મેળવવામાં નિષ્ફળ ગયો છે તે હુકમનામાની (ડીક્રીની) દરખાસ્તની બજવણી સિવાય બીજી કોઇ બજવણીમાં તે રકમ જપ્તીને પાત્ર થશે નહિ.

(૨) જીંદગીના વીમાના કામકાજને અંગે જે અનામત રકમ મૂકવામાં આવી હશે તે અનામત (ડીપોઝીટ), વીમા ઉતાર-

નારે કાઢેલી જીંદગીના વીમાની પોલીસી રૂઇએ ઉભી થતી જવાબદારીઓ સિવાયની બીજી જવાબદારીઓ અદા કરવા માટે ઉપયોગમાં લઈ શકાશે નહિ.

૯

## અનામત પાછું આપવા બાબત.

વીમાના જે જે વર્ગના કામકાજ માટે કલમ ૭ અગર કલમ ૯૮ અનુસાર અનામત મુકવામાં આવેલ હોય, તે તે વર્ગના વીમાના કામકાજમાંના કોઇપણ વર્ગનું કામકાજ બ્રીટીશ હિંદમાં ચલાવવાનું વીમા ઉતારનારે ( ઇન્સ્યોરરે ) બંધ કરેલું હોય અને જો તેની તે વર્ગના કામકાજને લગતી બ્રીટીશ હિંદમાંની જવાબદારીઓ પતાવી દેવામાં આવી હોય અગર તે માટે બીજી યોગ્ય જોગવાઈ કરવામાં આવી હોય તો વીમા ઉતારનારની (ઈન્સ્યોરની) અરજી આવેથી કોર્ટ તે વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) કોઇ એક અગર વધુ જે વર્ગના વીમાનું કામકાજ તેણે જારી રાખેલ હોય તે સિવાયના બીજા વર્ગોનું ડીપોઝીટ પાછું આપવા હુકમ કરી શકાશે.

૧૦.

## હિસાબ અને ભંડોળની જુદી જુદી વિભાગવાર વ્યવસ્થા.

(૧) જો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કલમ ૭ પેટા કલમ अ, ब, क અને ड, માં દર્શાવેલા વર્ગોમાંના એક કરતાં વધુ વર્ગનું કામકાજ ચલાવતો હોય, તો તેણે વી-

માના કામકાજના તેવા દરેક વર્ગની સઘળી રસીદો તથા પતાવટોનો ( પેમેન્ટસનો ) જુદો :જુદો વર્ગવાર હિસાબ રાખવો પડશે.

(૨) જો વીમા ઉતારનાર ( ઇન્સ્યોરરર ) જીંદગીના વીમાનું કામકાજ કરતો હશે તો તે વર્ગના કામકાજમાં જે નાણા મળે તેમાંથી તેવા કામકાજમાં વસુલ આપેલ નાણાં જતાં જે વધારો વધે તે વધારો જુદો પાડી નાંખવામાં આવશે અને તેનું જુદું ભંડોળ (ફંડ) બનશે, અને તેને જીંદગીના વીમાનું ભંડોળ ( લાઇફ ઈન્સ્યોરન્સ ફંડ ) કહેવામાં આવશે; અને જીંદગીના વીમાના કામકાજ સંબંધે વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) મૂકેલી અનામતની રકમ (ડીપોઝીટ) પણ આ ભંડોળનો ભાગ ગણાશે.

(૩) " જીંદગીના વીમાનું ભંડોળ " (લાઈફ ઇન્સ્યોરન્સ ફંડ) તે ફક્ત જીંદગીની પોલીસી ધરાવનારાઓની એકલા માટેની ખાસ જામીનગીરી (એબ્સોલ્યુટ સીક્યુરીટી) તરીકે જાણે કે તે ફક્ત જીંદગીના વીમાનું એકલુંજ. તે સિવાય બીજું કાંઇપણ કામકાજ નહિ) ચલાવનાર-વીમા ઉતારનારની મિલ્કતજ હોય તેમ ગણાશે અને જેમ વીમા ઉતારનારનુ (ઇન્સ્યોરરનું) કામકાજ ફક્ત જીંદગીના વીમાનું જ હોય અને તેથી વીમા ઉતારનારના ( ઈન્સ્યોરરના ) જે કોઈ (બીજા) કરાર માટે તે ભંડોળ જેમ જવાબદાર બને નહિ, તેમ આ ભંડોળ પણ તેવા બીજા કરારો માટે જવાબદાર રહેશે નહિ. અને કલમ ૪૯ માં દર્શાવ્યું છે તે સિવાય

તેમજ જીંદગીના વીમાના કારણો સિવાય બીજા કોઇ હેતુ માટે સીધી યા આડકતરી રીતે તે વાપરી શકાશે નહિ.

## ૧૧

## હિસાબ અને સરવૈયું

(૧) કલમ. (૨) પેટા કલમ. (૯) પેટા વિભાગ अ (ग) અગર પેટા-વિભાગ (ब) માં દર્શાવેલા વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) તેણે વષ દરમ્યાન કરેલા બધા વીમાના કામકાજનું તથા તે સિવાયના બીજા વીમા ઉતારનારાઓએ (ઇન્સ્યોરરે) તેણે વર્ષ દરમ્યાન હિંદમાં કરેલા વીમાના કામકાજનું દરેક અંગ્રેજી વર્ષની (કેલેન્ડર ઇઅરની) આખરે, તે તે વર્ષનું.

(अ) (આ કાયદાના) પરિશિષ્ટ પહેલાના ભાગ. ૧ લામાં જણાવેલા નિયમો અનુસારનું, તથા તે પરિશિષ્ટના ભાગ ૨ જા માં રજુ કરેલા નમૂના મુજબનુ સરવૈયું તૈયાર કરવું પડશે.

(ब) પરિશિષ્ટ બીજાના ભાગ ૧ લામાં દર્શાવેલા નિયમો અનુસારનો, તથા તે બીજા પરિશિષ્ટના ભાગ ૨ જામાં ૨જુ કરેલા નમૂના મુજબનો નફા અને નુકશાનનો હિસાબ દરેક વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે), કલમ ૭ પેટા કલમ (૧) ના પેટા વિભાગ (अ), (ब) અને (क) માં નિર્દિષ્ટ કરેલા વીમાના વર્ગોમાંથી ફક્ત એકજ વર્ગના વીમાનું જે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) કામ કરે છે અને બીજું કામકાજ કરતો નથી. તે સિવાયના દરેક વીમા ઉતારનારે ઉપર જણાવ્યા મુજબનો નફાનુકશાનનો હિસાબ બીજા પરિશિષ્ટના ભાગ

૨ જામાં રજુ કરેલા નમૂના મુજબનો તૈયાર કરવો પડશે. (क) વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) જે જે વર્ગના વીમાનું કામકાજ કરતો હોય તે તે દરેક વર્ગના માટે ત્રીજા પરિશિષ્ટના ૧ લામાં જણાવેલા નિયમો અનુસારનો, તથા તે ત્રીજા પરિશિષ્ટના ભાગ ૨ જામાં રજુ કરેલા વીમાના તે તે વર્ગના કામકાજને લાગુ પડતા નમૂના અગર નમૂનાઓ મુજબનો રેવન્યુ હિસાબ તેણે તૈયાર કરવો પડશે.

(૨) જો મજકુર વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) સને ૧૯૧૩ નો "હિંદનો કંપનીઓનો કાયદો ( ઈંડીયન કંપનીઝ એકટ ) જેને લાગુ પડે છે તેવી કંપની નહિ હોય તો, પેટાકલમ (૧) માં જણાવેલા હિસાબ અને હકીકતો ( સ્ટેટમેન્ટસ ) વીમા ઉતારનારે ( ઇન્સ્યોરરે ) જાતે સહી કરેલા હોવા જોઈએ; જો મજકુર વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) કંપની હશે તો તે હિસાબની તથા 'સ્ટેટમેન્ટસ' ની નીચે બે વ્યવસ્થાપકોની ( ડીરેકટર્સની ) તથા કંપનીના મુખ્ય અમલદારની તથા જો કોઇ પ્રમુખ ( ચેરમેન ) હોય તો તેની સહી હોવી જોઇએ; જો વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર પેઢી હોય તો પેઢીના બે ભાગીદારોની તે નીચે સહીઓ હોવી જોઇએ. વળી તે હિસાબ વિગેરે સાથે, જે વર્ષ દરમ્યાનનો તે હિસાબ તથા હકીકત ( સ્ટેટમેન્ટ ) છે તે સમય દરમ્યાન કામકાજની વ્યવસ્થા ( દેખરેખ ) જે માણસોના હાથમાં હતી તેમના નામ, ઠામ, વર્ણન, વિગતની હકીકત, તથા તે સમય દરમ્યાનના કામકાજના વહીવટનો મજકુર માણસોએ તયાર કરેલ અહેવાલ પણ સામેલ રાખવો પડશે.

(૩) આ કાયદો અમલમાં આવતી તારીખે જે વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) નું કામકાજ ચાલુ હોય તેણે જો સને ૧૯૧૨ ના "હિંદના જીંદગીના વીમાની કંપનીઓના કાયદા" ની રૂઇએનુ સરવૈયું અને હિસાબ તૈયાર કર્યા હશે, અગર જો તેણે અંગ્રેજી દીન ર મુજબના વર્ષની ( કેલેન્ડર ઇઅરની ) ગણત્રી મુજબ નહિ પણ હિસાબી વર્ષ ( કેલેન્ડર ઈઅર ) અનુસાર તેના હિસાબની ગણત્રી કરી હશે તો, અને જો મધ્યસ્થ સરકાર તેવી સૂચના કરશે તો, તે તે બાબતોમાં. ઉપર પેટાકલમ (૧) માં જ્યાં જ્યાં અંગ્રેજી વર્ષ ( કેલેન્ડર ઇઅર ) નો ઉલ્લેખ કર્યો છે ત્યાં ત્યાં હિસાબી વર્ષ (ફાઇનેન્શ્યલ ઈઅર ) નો ઉલ્લેખ છે તેવું માનીને આ કલમના નિયમો લાગુ પાડવામાં આવશે. ઉપર મુજબની 'હિસાબી વર્ષની ગણત્રી મુજબ હિસાબ રજુ કરવાની છુટ મધ્યસ્થ સરકાર પણ સને ૧૯૩૯ ના ડીસેમ્બરની ૩૧ મી તારીખ સુધી જ આપી શકશે.

[ સને ૧૯૧૩ ના હિંદના કંપનીઓના કાયદા અન્વયે સ્થપાએલી કંપનીઓએ તેમના સરવૈયા વિગેરે તે કાયદાની કલમ ૧૩૩ મુજબ તૈયાર કરવા જોઈએ, એટલે.

૧ (क) શરાફી પેઢી તરીકે કામ કરતી કંપનીની બાબતમાં મેનેજર અગર મેનેજીંગ એજન્ટે, ( જો કોઈ હોય તો ) સહી કરવી જોઈએ, અને જ્યારે તે કંપનીના વ્યવસ્થાપકો ( ડીરેકટર્સ ) ત્રણ કરતાં વધારે હોય ત્યારે તેમાંના ઓછામાં ઓછા, અને ત્રણ કરતાં વધારે ન હોય ત્યારે સઘળા વ્યવસ્થાપકોએ સહી કરવી જોઈએ.

(ख) કોઈ પણ બીજી કંપનીની બાબતમાં, બે વ્યવસ્થાપકોએ ( ડીરેક્ટર્સ ) અગર જ્યારે બે કરતાં ઓછા વ્યવસ્થાપક હોય ત્યારે એકના એક વ્યવસ્થાપકે અને મેનેજર અગર મેનેજીંગ એજન્ટ ( વહીવટદારે ) સહી કરવી જોઈએ.

જ્યારે બ્રિટીશ હિંદમાં ઉપર મુજબના વ્યવસ્થાપકો વિ. ન હોય તો જેટલા બ્રિટીશ હિંદમાં હોય તે બધા વ્યવસ્થાપકોએ સહી કરવી અને સાથોસાથ ઉપરના નિયમો શા કારણે અમલમાં મૂકી શકાય તેમ નથી તે જણાવતી હકીકત તેમની સહીથી લખવી જોઈએ. ]

## ૧૨

**હિસાબની તપાસ** ( ઑડીટ )

વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) કે જેમનો કલમ ૨ પેટા કલમ (૯) પેટા વિભાગ (अ) ( ii ) માં અગર પેટા વિભાગ (ब) માં નિર્દેશ કરવામાં આવ્યો છે, તે દરેક વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) ના તેણે કરેલા વીમાના તમામ કામકાજને લગતા તથા ઉપર વર્ણવેલા વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) સિવાયના બીજા દરેક વીમા ઉતારનારના તેણે હિંદમાં જેટલું વીમાનું કામકાજ કર્યું છે તેને લગતા, હિસાબ, સરવૈયું, નફાનુકશાનનો હિસાબ, રેવન્યુ હિસાબ, તથા નફા અને નુકશાનની તારવણીનો હિસાબ ( એપ્રોપ્રીએશન એકાઉન્ટ ), તે તમામ તેણે, જો તે સને ૧૯૧૩ ના હિંદના કંપનીઓના કાયદા ' અનુસાર હિસાબને પાત્ર નહિ હોય તો પ્રતિવર્ષે તેણે હિસાબ તપાસનારા (ઑડીટર) મારફતે ઉપર જણાવેલા તમામ હિસાબ, સરવૈયાં

વિગેરે તપાસરાવવા પડશે (ઓડીટ કરાવવા પડશે); અને મજકુર તમામ હિસાબ ઑડીટ કરાવવામાં તે ઓડીટરને સને ૧૯૧૩ ના 'હિંદની કંપનીઓના કાયદા' ની કલમ ૧૪૫ મુજબની તમામ સત્તા, હક્ક અને અધિકાર રહેશે, અને તેઓ તે કલમમાં ઓડીટરો માટે નિર્દિષ્ટ કરેલું તમામ કામ-કાજ કરશે, તેમાં જણાવ્યા મુજબની તેમની ફરજ અદા કરશે, તે કલમમાં જણાવ્યા મુજબની જવાબદારીને આધીન રહેશે, અને તેમાં જણાવેલી નસ્યતને પાત્ર થશે.

## ૧૩

## હિસાબનીશનો અહેવાલ અને તેનો સારાંશ

(૧) જીંદગીના વિમાનું કામકાજ કરનાર દરેક વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) હિંદની અંદર તેણે કરેલા જીંદગીના વીમાના કામકાજની બાબતમાં, અને કલમ ૨ પેટાકલમ (૯) પેટા વિભાગ (अ) (i i) અગર પેટા વિભાગ (ब) માં નિર્દિષ્ટ કરેલા વીમા ઉતારનારે તેણે કરેલા જીંદગીના વીમાના તમામ કામકાજની બાબતમાં, દર પાંચ વર્ષે ઓછામાં ઓછું એક વખત, તેણે કરેલા જીંદગીના વીમાના કામકાજની આર્થિક પરિસ્થિતિને લગતી તપાસ હિસાબનીશ (એકચ્યુઅરી) ની મારફતે કરાવવી પડશે; અને તેમાં તે કામકાજ બાબતમાં તે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ની જવાબદારી કેટલી છે તેની કિંમતની આકારણી પણ થશે; અને મજકુર હિસા-બનીશના અહેવાલનો (રીપોર્ટનો) પરિશિષ્ટ ચોથાના ભાગ ૧ લાના નિયમો અનુસાર તૈયાર કરેલો અને પરિશિષ્ટ

ચોથાના ભાગ ૨ જામાં જણાવેલી જરૂરિઆતો પૂરી પાડતો -મજકુર હિસાબનીશ ( એકચ્યુઅરી ) ના અહેવાલનો સારાંશ ( એબ્સ્ટ્રેકટ ) તેણે તૈયાર કરાવવો પડશે.

(૨) બીજી કોઈ પણ વખતે જ્યારે જ્યારે નફાની વહેંચણી કરવાના ઈરાદે વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) ની આર્થિક પરિસ્થિતિની તપાસ થાય ત્યારે ત્યારે, તથા જે જે તપાસનું પરિણામ જાહેરમાં મુકવાનું છે તે તે દરેક તપાસ વખતે, ઉપર પેટા કલમ. (૧) માં દર્શાવેલા સારાંશ (એબ્સ્ટ્રેકટ) બનાવવાને લગતા નિયમો લાગુ પડશે.

(૩) ઉપર પેટા કલમ (૧) અગર (૨) માં નિર્દેશ કરવામાં આવેલા દરેક તેવા સારાંશની સાથે દરેક પોલીસી કે જેની રૂઈએ વીમા ઉતારનારની ( ઈન્સ્યોરરની ) સીધી યા આડકતરી ( તાત્કાલિક યા શરતી ) જવાબદારી છે. તે તે દરેક પોલીસીની સંપૂર્ણ અને સાચી વિગતો હિસાબની-શને ( એકચ્યુઅરીને ) તપાસ માટે પૂરી પાડવામાં આવી

છે તેવો, વીમા ઉતારનારના (ઇન્સ્યોરરના) મુખ્ય અમલ-દારની સહી વાળો એક દાખલો સામેલ રાખવો પડશે.

(૪) વળી તેવા દરેક સારાંશની સાથે, પરિશિષ્ટ પાંચ-માના ભાગ. ૧ માં દર્શાવેલા નિયમો અનુસાર તૈયાર કર-વામાં આવેલું, અને પરિશિષ્ટ પાંચમાના ભાગ ૨ જાની તમામ જરૂરિઆતો પૂરી પાડતું તેવા સારાંશ માટે જે તારીખ સુધીના વીમા ઉતારનારના ( ઇન્સ્યોરરના ) હિસાબની ગણત્રી કરવામાં આવી હોય તે તારીખે, જીંદગીના વીમાનું તેનું કેટલું કામ અમલમાં ચાલુ છે તે દર્શાવતું એક સ્ટેટમેન્ટ તેણે સામેલ રાખવું જ પડશે.

પરંતુ જો પેટા કલમ (૧) અગર (૨) માં જણાવેલી તપાસ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) દરેક વર્ષે કરતો હશે તો ઉપર પેટા કલમ (૪) મુજબનું સ્ટેટમેન્ટ તેણે દર વર્ષે સામેલ રાખવું પડશે નહિ પરંતુ દરેક પાંચ વર્ષે ઓછામાં ઓછું એક વખત તો તેણે સામેલ કરવુંજ પડશે.

(૫) જો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ની આર્થિક પરિ-સ્થિતિની તપાસ, હિસાબ મુજબના વર્ષની આખર તારીખ સુધીની નહિ પણ બીજી કોઇ તારીખ સુધીની કરવામાં આવી હશે તો; હિસાબના આગળના વર્ષની આખર તારીખ પછીના તમામ દરમ્યાન સમયનો હિસાબ, તથા જે તારીખ સુધીની તપાસ કરવામાં આવી છે તે તારીખ સુધીનું સરવૈયું આ કાયદામાં નક્કી કરેલી પદ્ધતિ અનુસાર તૈયાર કરવામાં આવશે અને તપાસ રાખવામાં આવશે. (ઓડીટ થશે.)

૧૪

## પોલીસીની નોંધ તથા દાવાઓની નોંધ. (દફતર)

કલમ ૨. પેટા કલમ (૯) ના પેટા વિભાગ (अ) (ii) અગર પેટા વિભાગ (ब) માં નિર્દિષ્ટ કરેલા દરેક વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) તેણે કરેલા તમામ વીમાના કામકાજની બાબતમાં તથા બીજા દરેક વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) તેણે હિંદમાં કરેલા તમામ વીમાના કામકાજની બાબતમાં નીચે મુજબના પત્રકો-દફતર રાખવાં પડશે.

(अ) પોલીસીઓનું એક પત્રક અગર દફતર કે જેની અંદર વીમા ઉતારનારે કાઢેલી દરેક પોલીસીના બાબતમાં,

પોલીસી ધરાવનારનું નામ અને શીરનામું, પોલીસીનો કરાર નક્કી થયા તારીખ (ડેઇટ ઓફ ઇફેકટીંગ ધી પોલીસી), અને કોઇપણ સ્વત્વાર્પણ (ટ્રાન્સ્ફર), એસાઇનમેન્ટ (નામફેર) યા નોમીનેશન કે જેની વીમા ઉતારનારને (ઇન્સ્યોરરને) ખબર આપેલ છે તે ટ્રાન્સ્ફર વિગેરેની નોંધ રાખવામાં આવશે; અને (બ) દાવાઓનું માગણીઓનું-(કલેઇમનું) એક દફ્તર કે જેની અંદર રજુ કરવામાં આવેલ દરેક દાવાની, તથા માગણી કર્યા તારીખની, તથા દાવેદારના નામ અને શીરનામાની તથા જો દાવો ચુકવવામાં આવ્યો હોય તો તે ચુકવ્યા તારીખની, અગર જો તેની માગણી નામંજુર કરવામાં આવી હોય તો તે નામંજુર કર્યાની તારીખ, તથા તે જે કારણે ના મંજુર કરવામાં આવી હોય તે કારણોની નોંધ તેમાં રાખવામાં આવશે.

આ રીતે પ્રોવીડન્ટ સોસાયટી એ પણ પત્રકો રાખવાં પડશે. જુઓ કલમ ૭૯.

પોલીસીનો કરાર નક્કી થયા તારીખ કઇ ગણાય તે એક ગુંચવણ ભર્યો પ્રશ્ન છે.

૧. પોલીસીમાં સહી કર્યા તારીખે, અગર તો. ૨. પહેલું પ્રીમ્યમ ભર્યા તારીખે અગર તે કંપનીને મળ્યા તારીખે, અગર તો. ૩. પ્રપોઝલ મોકલી તે સ્વીકારતો કંપનીએ કાગળ લખ્યો (લેટર ઓફ એકસેપ્ટન્સ) તે તારીખે, આમાંની કઈ તારીખે પોલીસીનો કરાર સંપૂર્ણ થયો ગણાય. તે સામાન્ય મનુષ્યને સહેજે ગુંચવી નાંખે તેવો પ્રશ્ન છે પરંતુ પોલીસીના કરારનો, અમુક સ્વરૂપની પોલીસી ન નીકળે તે ઉપર, અગર

તો દરખાસ્ત સ્વીકારતો કંપનીનો કાગળ આવે જે ખરી રીતે તો કંપનીની સામી દરખાસ્ત રૂપેજ છે તે ઉપર, આધાર રહેતો નથી. પરંતુ પ્રીમ્યમ ભર્યા તારીખથીજ જોખમ શરૂ થયું ગણાય અને તેથી તે તારીખથી પોલીસીનો કરાર નક્કી સંપૂર્ણ થયો ગણાય. ]

## ૧૫

## પત્રકોની (રીટર્ન્સની) રજુઆત

(૧) કલમ ૧૧ માં દર્શાવેલા હિસાબ તથા હકીકત (સ્ટેટમેન્ટ) જે તપાસવામાં (ઓડીટ કરવામાં) આવેલા છે, તથા સારાંશ અને સ્ટેટમેન્ટ જે કલમ ૧૩ માં દર્શાવેલા છે, તે છાપેલાં જોઇશે. અને તેમાં જે અવધનો હિસાબ રજુ થયો હશે તેની છેલ્લી તારીખથી છ માસની અંદર વીમા વ્યવસ્થાપકને ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ઼ ઇન્સ્યોરન્સને) વીમા ઉતારનારે, મજકુર હિસાબ તથા સ્ટેટમેન્ટ અને સારાંશની ચાર નકલ પત્રક (રીટર્ન્સ) તરીકે પૂરી પાડવી પડશે. વીમા વ્યવસ્થાપક કલમ ૧૩ માં દર્શાવેલા સારાંશ અને સ્ટેટમેન્ટ રજુ કરવાને માટે આપવામાં આવતી અવધ ઉપરાંત ત્રણ માસથી વધુ નહિ તેટલી વધુ અવધ આપી શકશે.

પરંતુ જે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ના કામકાજનું મુખ્ય મથક અગર તેનો કાયમી વસવાટ (ડોમીસાઇલ) હિંદની બહાર છે, અગર જે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) બ્રાંટીશ હિંદમાં રચાએલ છે, સુસંસ્થાપિત થયેલ છે, અગર કાયમી વસવાટવાળો થયેલ છે પણ જે હિંદુસ્થાનની બહાર પણ

કામકાજ ચલાવે છે તેવા વીમા ઉતારનારની બાબતમાં છ માસની અવધ છે તે ત્રણ માસ વધુ લંબાવી શકાશે; વળી તદ્ઉપરાંત આ પેટા કલમથી પત્રકો (રીટર્ન્સ) પૂરા પાડવા માટે નક્કી થયેલી અવધને મધ્યસ્થ સરકાર કોઈપણ કિસ્સામાં બીજા વધુ ત્રણ માસ સુધી લંબાવી શકશે.

(૨) ઉપર મુજબ રજુ કરવામાં આવેલી ચાર નકલો-માંની એકની ઉપર, જો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કોઇ એક વ્યક્તિ હોય તો તેની પોતાની સહી હોવી જોઇએ, જો વીમા ઉતારનાર, પેઢી હોય તો પેઢીના બે ભાગીદારોની સહી એક નકલ ઉપર હોવી જોઇએ; અને જો વીમા ઉતા-રનાર (ઇન્સ્યોરર), કંપની હોય તો એક નકલ ઉપર પ્રમુખ (ચેરમેન)ની, બે વ્યવસ્થાપકો (ડીરેકટર્સ)ની, તથા કંપનીના મુખ્ય અમલદારની સહી હોવી જોઈએ; અને જો કંપનીમાં મેનેજીંગ ડીરેકટર અગર મેનેજીંગ એજન્ટ (જો કોઈ હોય તો ઉપર જણાવેલા કંપનીની બાબતના ચાર સખશો ઉપરાંત મેનેજીંગ એજન્ટ અગર મેનેજીંગ ડીરેકટરની સહી તે નકલ ઉપર હોવી જોઇએ.

(૩) જો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ના કામકાજનું મુખ્ય મથક અગર તેનો કાયમી વસવાટ બ્રીટીશ હિંદની બહાર હોય, તો તેણે વીમા વ્યવસ્થાપકને. કલમ ૧૧ માં જણાવેલા દસ્તાવેજો સાથે સાથે સરવૈયું, નફાનુકશાનનો હિસાબ તથા રેવન્યુ હિસાબ, મોકલવા પડશે, અને જે દેશમાં તે વીમા ઉતારનાર રચાયો હશે, સુસંસ્થાપિત થયો હશે, અગર કાયમી વસવાટવાળો થયો હશે, તે દેશના સાર્વ-જનિક અમલદાર (જાહેર સત્તાધીશ) પાસે તેણે જે કાંઇ

કિંમતની આંકણીના અહેવાલ અગર આંકણીના સ્ટેટમેન્ટ જો રજુ કરવા પડતા હશે તો તેવા કિંમતની આંકણીના અહેવાલ અને કિંમતની આંકણીના સ્ટેટમેન્ટ તેણે રજુ કરવા પડશે, અગર જો તેવા દસ્તાવેજો રજુ કરવાની ત્યાં જરૂરત ન પડતી હોય તો તેણે ઉપરના દસ્તાવેજો ઉપરાંત મજકુર દસ્તાવેજમાં જે અવધ સુધીનો હિસાબ વિ. હોય તે અવધની આખરે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ની કુલ ઈસ્કામત (એસેટસ) તથા કુલ જવાબદારી કેટલી છે તે, તથા તેની તે અવધ દરમ્યાનની કુલ આવક તથા ખર્ચ હોય તે, બતાવતું એક સહી સિક્કાવાળું (સર્ટીફાઈડ) સ્ટેટમેન્ટ તેણે રજુ કરવું પડશે.

## ૧૬

## બ્રીટીશ હિંદ બહાર સ્થપાએલા વીમાઉતારનારે રજુ કરવાના પત્રકો

કલમ ૨ પેટાકલમ (૯) પેટા વિભાગ (अ)( ii )અગર પેટા વિભાગ (ब) માં જેનો નિર્દેશ કરવામાં આવ્યો છે તે સિવાયના વીમા ઉતારનારની બાબતમાં

જે દેશમાં તે વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) રચાયો હશે ( કોન્સ્ટીટયુટેડ ), સુસંસ્થાપિત થયો હશે, અગર કાયમી વસવાટવાળો (ડોમી સાઈલ્ડ) થયો હશે તે દેશના કાયદા અનુસાર જો તેણે કલમ ૧૫ ના નિયમો મુજબ જે જે દસ્તાવેજના પત્રકો પૂરા પાડવાનું નક્કી કરવામાં આવ્યું છે, તત્વત: તેવીજ જાતના દસ્તાવેજો તે દેશના સાર્વજનિક અમલદાર ( પબ્લીક ઓથોરીટી ) પાસે તૈયાર કરી પૂરા પાડવાના હશે તો, કલમ ૧૧-૧૨-૧૩. અને ૧૫ મી કલમોને બદલે તેમના માટે આ કલમની પેટા કલમ (૨) ના નિયમો લાગુ પડશે.

## સને ૧૯૩૯ ના સુધારાથી

(૨) કલમ ૧૫ પેટા કલમ (૧) માં દર્શાવેલા સમયની અંદર વીમા ઉતારનારે વીમા વ્યવસ્થાપકને આ કલમની પેટા કલમ (૧) માં જણાવેલ સાર્વજનિક અમલદારને પૂરા પાડવામાં આવતા દરેક સરવૈયા, હિસાબ, સારાંશ, અહેવાલ, અને સ્ટેટમેન્ટોની અંગ્રેજી ભાષામાં ચાર ચાર સહી સિક્કાવાળી નકલો રજુ કરવી પડશે; અને વધારામાં નીચેના દરેક સ્ટેટમેન્ટની અંગ્રેજી ભાષામાં ચાર ચાર સહી સિક્કાવાળી નકલો રજુ કરવી પડશે.

(अ) હિંદુસ્થાનમાં વીમા ઉતારનાર (ઈન્સ્યોરર જે કાંઈ મિલ્કત (એસેટસ-ઇસ્કામત) ધરાવે છે તે બતાવતું, વીમા ઉતારનારના દેશના કાયદા મુજબની હિસાબ તપાસવા માટે (આડીટ) ની યોગ્ય લાયકાત ધરાવનાર માણસે તપાસી મંજુર કરેલું સ્ટેટમેન્ટ;

(ब) વીમા ઉતારનાર વીમાના જે જે વર્ગનું કામકાજ ચલાવતો હોય, તે તે વર્ગના કામકાજને લાગુ પડતા ત્રીજા પરિશિષ્ટના ભાગ ૨ જામાં રજુ કરેલા પત્રક અગર પત્રકો મુજબના રેવન્યુ હિસાબ જે ઉપર મુજબ ઓડીટ કરવામાં આવ્યા હોવા જોઈએ તે; અને વળી તેની અંદર, આ પેટા કલમના આ પેટા વિભાગના અન્વયે જે રેવન્યુ હિસાબ રજુ કરવાનો છે તે હિસાબમાં વીમા ઉતારનારે જે જે વિગતો હિંદુસ્થાનમાં કરેલા કામકાજને લગતી પૂરી પાડવાની હોય છે તે તે વિગતો જુદી દર્શાવવામાં આવી હોવી જોઇએ.

(क) વીમા ઉતારનારે હિંદુસ્થાનમાં કરેલા તમામ જીંદગીના વીમાના કામકાજની કિંમતની આંકણીના અહેવાલનો (વેલ્યુએશન રીપોર્ટનો) સારાંશ (એબ્સ્ટ્રેકટ, કે જે કલમ

૧૩ પેટાકલમ (૧) માં દર્શાવેલી પદ્ધતિ અનુસાર તયાર કરવામાં આવેલ હશે તે તથા;

(ड) વીમા ઉતારનારને (ઇન્સ્યોરરને) તેની મુખ્ય કચેરીમાંથી અગર હિંદ બહારના બીજા કોઇ પણ સ્થળેથી સીધી યા આડકતરી રીતે, જે જે રકમો મળી હોય તે તે તમામ રકમો—જે રકમોનો ખરી રીતે ભંડોળના હિસાબ સાથે સંબંધ છે તે સિવાયની તમામ રકમો—રેવન્યુ હિસાબમાં બતાવવામાં આવેલી છે તેમ દર્શાવતું નિયત કરેલ: નમુના મુજબનું સોગંદનામું તેણે રજુ કરવું પડશે.

[ એ રીતે પરદેશી વીમા ઉતારનારે ઉપરની પેટા કલમ अ, ब, क અને ड ના ખતપત્રોની ચાર ચાર સહી સિક્કાવાળી નકલ રજુ કરવી પડશે. ]

[૧૭]

## સને ૧૯૧૩ના "હિંદના કંપનીઓના કાયદા" ના કેટલાક નિયમો બાબતમાં અપવાદ.

જો વીમા ઉતારનાર, સને ૧૯૧૩ ના, અગર સને ૧૮૮૨ ના, અગર સને ૧૮૬૬ ના, "હિંદના કંપનીઓના કાયદા" અનુસાર સ્થપાએલી કંપની હોય, અગર તો મજકુર તે કોઈ કાયદા દ્વારા જે કાયદો રદ કરવામાં આવેલ છે તેવા કોઇપણ કાયદા અનુસાર સ્થપાએલી કંપની હોય, અને જો તે કંપની કલમ ૧૫ ના નિયમ અનુસાર કોઈ પણ વર્ષના હિસાબ અને સરવૈયું રજુ કરે તો તે (વીમા ઉતારનાર કંપની) તેજ વખતે કંપનીના નોંધણી કામદાર (રજીસ્ટ્રાર ઓફ કંપનીઝ) ને મજકુર સરવૈયા અને હિસાબની નકલો મોકલાવી શકશે; અને જ્યારે

આવી રીતે ઉપર મુજબની નકલો મોકલવામાં આવશે ત્યારે તે કાયદાની કલમ ૧૩૪ ની પેટા કલમ (૧) માં જણાવ્યા મુજબ કંપનીને નોંધણી કામદારની પાસે સરવૈયા અને હિસાબની નકલો મોકલાવવાની ( ફાઇલ કરવાની ) જરૂરત રહેશે નહિ; અને આવી રીતે મોકલવામાં આવેલી ઉપર મુજબની નકલો તે કલમ (૧૩૪ મી કલમ) અનુસાર મોકલવામાં આવેલી હોય તેમજ દરેક બાબતમાં લેખવામાં આવશે.

[૧૭ અ]

**સને ૧૯૩૯ ના સુધારાથી આ કાયદો અમલમાં આવે તે પહેલાના સમય દરમ્યાનના હિસાબ વિગેરે તૈયાર કરવામાં આ કાયદો આડે આવશે નહિ.**

[આ કાયદો અમલમાં આવતાં પહેલાં જે હિસાબી વર્ષ પૂરું થઈ ગયું છે તેવા કોઈ પણ હિસાબી વર્ષના હિસાબ વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) તૈયાર કરે, તપાસ રાખે, અગર રજુ કરે તેમાં આ કાયદાનો કાંઈ પણ બાધ આવશે નહિ; અને આ કાયદાની બીજી કલમો ગમે તે અર્થની હોય છતાં પણ, આ કાયદો શરૂ થતાં પહેલાં તુરતજ જે કાયદો અમલમાં હતો તે કાયદા અનુસારજ તેવા હિસાબ તૈયાર થશે, તેની તપાસણી ( ઓડીટ ) કરવામાં આવશે અને રજુઆત કરવામાં આવશે. ]

૧૮

**અહેવાલ પૂરા પાડવા બાબત.**

મજકુર ધંધાના વહીવટના દરેક અહેવાલ ( રીપોર્ટ ) કે જે ( તે કંપનીના ) સભ્યોને, અગર તો વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )ની પોલીસી ધરાવનાર દરેક સખશને આપ-

વામાં આવેલ છે તે દરેકે દરેક રીપોર્ટની એક સહી-સિક્કા-વાળી ( સર્ટીફાઇડ ) નકલ દરેક વીમા ઉતારનારે મજકુર અહેવાલ સભ્યોને અગર પોલીસી ધરાવનારાઓને તે મળે કે પછી તુરતમાં જ મોકલાવવી પડશે. ( પૂરી પાડવી જોઇશે. )

૧૯

## સામાન્ય સભાની કાર્યવાહીનું તારણ.

દરેક વીમા ઉતારનાર કંપનીએ, અગર બ્રીટીશ હિંદમાં તેની સ્થાપના વખતે જે કાયદાનો અમલ ચાલુ છે તે કાયદા નીચે સુસંસ્થાપિત ( ઇન્કોર્પોરેટેડ) થયેલી વીમા ઉતારનાર સંસ્થાએ, તેની જે જે સામાન્ય સભાની બેઠક મળે તે તે દરેક સામાન્ય સભાના કામકાજનો સારાંશ, તે તે બેઠક મળ્યા તારીખથી એક માસની અંદર વીમા વ્યવસ્થાપક ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ ) ને પૂરો પાડવો પડશે.

[ આ રીતે જોતાં ભાગ, ૪ થામાં દર્શાવેલ કોઓપરેટીવ સોસાયટીઝ તથા મ્યુચ્યુઅલ વીમા કંપનીઓએ આવા અહેવાલ મોકલવા જોઇશે પરંતુ પ્રોવીડન્ટ સોસાયટીને તેમ કરવાની ફરજ રહેશે નહિ. જુઓ “ વીમા ઉતારનાર” (ઇન્સ્યોરર) ની વ્યાખ્યા કલમ ૨ (૯)

૨૦

## દસ્તાવેજોનો હવાલો અને તેની તપાસણી બાબત તથા નકલ આપવા બાબત.

(૧) વીમા વ્યવસ્થાપકે તેને પૂરા પાડવામાં આવેલ દરેકે દરેક “ પત્રક ” ( રીટર્ન ) અગર તેની સહીસિક્કાવાળી નકલ સાચવી રાખવી પડશે અને તે તપાસને માટે ખુલ્લી ( નિર્બંધ ) રહેશે. અને તેવા કોઇ પણ પત્રકની અગર પત્ર-

કના કોઈ પણ ભાગની, નક્કલ, કરવાના દરેક સોશબ્દ અગર સોના અપૂર્ણ ભાગ દીઠ ૭ આનાના દર મુજબની નકલ કરવાની ફ્રી ( નાણુ ) આપીને કોઇ પણ માણુસ તેની નકલ મેળવી શકશે. પરંતુ કોઈ પણ પાંચ અંક એક શબ્દ બરાબર લેખાશે.

(૨) કોઇપણુ ભાગ ધરાવનાર ( ભાગીદાર—શેર હોલ્ડર ) ની અગર પોલીસી ધરાવનારની—કલમ ૧૫ અગર કલમ—૧૬ ના નિયમો અનુસાર પૂરા પાડવામાં આવેલ હિસાબ, સ્ટેટમેન્ટસ, અને સારાંશની—તે દસ્તાવેજો રજુ કર્યા તારીખથી જો બે વર્ષની અંદર તે કોઇ ખતપત્રની નકલ માટેની અરજી આવશે તો, જો મજકુર વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) બ્રીટીશ હિંદમાં રચાયેલો, સુસંસ્થાપિત ( ઇન્કોર્પોરિટેડ ) થયેલો, અગર કાયમી વસવાટ ( ડોમી સાઇલ ) વાળો હશે તો તેવા વીમા ઉતારનારે અરજદારને અરજી કર્યા તારીખથી ચૌદ દિવસની અંદર છાપેલી અગર સહીસિક્કાવાળી નકલ તે વીમા ઉતારનારે તેને આપવી પડશે; પરંતુ દર્શાવ્યા સિવાયના બીજા કોઇ વીમાઉતારનારે ( ઇન્સ્યોરરે ) મજકુર અરજી કર્યા તારીખથી એક માસની અંદર તેવી નકલ આપવી પડશે.

(૩) વળી જો વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) કોઇ કંપની હશે તો તણે કોઈપણુ પોલીસી ધરાવનારની અરજી આવેથી, એક રૂપીઓ ફ્રી લઇને અરજદારને તે કંપનીના સામીલનની યાદી ( મેમોરેન્ડમ્ ઓફ એશોસીએશન ) ની ત્થા બંધારણુની કલમ બંધી ( આર્ટીકલસ ઓફ એશોસીએસન ) ની નકલ તેણે આપવી પડશે.

૨૧

પત્રકોને લગતી વીમા વ્યવસ્થાપકની સત્તાઓ } (૧) જો વીમા વ્યવસ્થાપકને એમલાગશે કે આ કાયદાના નિયમો અનુસાર પૂરા પાડવામાં આવેલા કોઈપણ પત્રક અગર પત્રકો ( રીટર્ન્સ ) ખરા નથી અગર તો કોઈ પણ બાબતમાં ખામી ભરેલા છે તેમ તેને જ-ણાશે તો તેઃ—

(અ) તેવા પત્રકને સુધારી સાચા કરવા ખાતર, અગર તેમાં વધારો કરવા ખાતર વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) પાસેથી તેને ( વીમા વ્યવસ્થાપકને યોગ્ય લાગે તેટલી વધુ માહિતી મંગાવી શકશે; અને તેવી વધુ માહિતી પણ જો તે ( વીમા વ્યવસ્થાપક ) તેમ સૂચવશે તો, હિસાબ તપાસનાર ( ઓડીટર )ના અગર હિસાબનીસ ( એકચ્યુઅરી )ના પ્રમાણપત્ર ( ખરાપણાના દાખલા ) વાળી હોવી જોઈશે.

(બ) વળી વીમા વ્યવસ્થાપક, તે વીમા ઉતારનાર (ઇન્સ્યો-રર )ને, તેના હિસાબનો કોઈ પણ ચોપડો, ચોપડી, દફતર, પત્રક, અગર બીજા ખતપત્ર વીમા વ્યવસ્થાપકની તપાસણી માટે તે વીમા ઉતારનાર તેના કામકાજની બ્રીટીશ હિંદમાંની મુખ્ય કચેરીએ રજુ કરે તેવું ફરમાવી શકશે; અગર તો વીમા વ્યવસ્થાપક વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )ને નોટીસ આપી તેમાં દર્શાવ્યા મુજબનું સ્ટેટમેન્ટ પૂરૂં પાડવા માટે પણ તેને હુકમ કરી શકશે;

(क) વળી વીમા વ્યવસ્થાપક વીમા ઉતારનાર( ઈન્સ્યોરર )ના કોઈ પણ અમલદારને તે પત્રક બાબતમાં સોગન ઉપર પૂછી શકશે;

(ड) વળી પત્રકમાં જે ભૂલ હોય તે સુધારવાનું અગર તો જે ખામી હોય તે દૂર કરવાનું જણાવતી યાદી જે તારીખે વીમા ઉતારનાર ( ઇન્સ્યોરરને ) પહોંચી હોય તે તારીખથી એક મહિનો પૂરો થતાં પહેલાં જો તે ભૂલ સુધારવામાં આવશે નહિ અગર તો જે ખામી છે તે દૂર કરવામાં આવશે નહિ તો વીમા વ્યવસ્થાપક તેવું પત્રક સ્વીકારવાની ના પાડી શકશે, અને જો તે આવું પત્રક નહિ સ્વીકારે તો 'પત્રક' (રીટર્ન) પૂરા પાડવાને લગતા કલમ–૧૫ અગર કલમ–૧૬ ના નિયમો અનુસરવામાં વીમા ઉતારનાર નિષ્ફળ ગયો છે તેમ ગણવામાં આવશે.

(૨) પરંતુ જો વીમા ઉતારનાર ઉપરની બાબતમાં કોર્ટને અરજ કરશે તો, અને તે બાબતમાં વીમા વ્યવસ્થાપકને શું કહેવાનું છે તે સાંભળ્યા પછીથી, પેટાકલમ (૧) પેટાવિભાગ (अ) (ब) અગર (क) અન્વયે વીમા વ્યવસ્થાપકે કરેલ કોઈપણ હુકમ કોર્ટ રદ કરી શકશે; અગર વીમા વ્યવસ્થાપકે જે પત્રક સ્વીકારવાની ના પાડી હશે તેને, જો વીમા ઉતારનાર, વીમા વ્યવસ્થાપકનું તે કાર્ય તે સંયોગોમાં અયોગ્ય હતું તેવો કોર્ટને સંતોષ આપી શકશે તો તેવું કોઇ પત્રક સ્વીકારવાની કોર્ટ વીમાવ્યવસ્થાપકને સૂચના (હુકમ) કરી શકશે.

## ૨૨

**પુન–મુલ્યાંકન ( ફરીને કિંમતની આકારણી ) કરવાનો હુકમ કરવાની વીમા વ્યવસ્થાપકની સત્તા**

મુલ્યાંકન ( કિંમતની આકારણી ) કરવામાં આધાર તરીકે લેવામાં આવેલા ખોટા ધોરણના કારણે, કલમ ૧૩ માં જણાવેલી કોઈ તપાસ અગર મુલ્યાંકન વીમા ઉતારનારના વહીવટની સ્થિતિ બરાબર ( યોગ્ય રીતે ) બતાવતી નથી એમ જો વીમા વ્યવસ્થાપકને જણાશે તો, તે આ બાબતની નોટીસ વીમા ઉતારનારને આપશે, અને તેને પોતાની જે હકીકત કહેવાની હોય તે સાંભળ્યા પછીથી, વીમા ઉતારનારના ખર્ચે, વીમા ઉતારનાર આ કામ માટે જે હિસાબનીશની નીમણુક કરે, અને જેની નીમણુક વીમા વ્યવસ્થાપક મંજુર રાખે તેવા હિસાબનીશ ( એકચ્યુઅરી ) દ્વારા ફરીને તપાસ કરાવરાવી પુનર્મુલ્યાંકન ( ફરીને કિંમતની આકારણી ) તે કરાવી શકશે.

## ૨૩

**દસ્તાવેજી પુરાવા બાબતમાં**

(૧) વીમા વ્યવસ્થાપકને પૂરા પાડવામાં આવેલ દરેક પત્રક કે જેને તેવી રીતે રજુ કરવામાં આવ્યા હોવાનું વીમા-વ્યવસ્થાપકે પ્રમાણપત્ર આપેલું છે તે પત્રક ( રીટર્ન )ને તેવી રીતે રજુ કરવામાં આવેલું પત્રક (રીટર્ન) જ ગણવામાં આવશે.

( ૨ ) દરેક ખતપત્ર ( કાગળ લેખ ) કે જે તેવી રીતે રજુ થએલ પત્રકની નકલ હોવાનું વીમા વ્યવસ્થાપકે પ્રમા-ણપત્ર આપેલું છે તેમ દર્શાવતું હોય તે તે ખતપત્ર ( લેખ)

તે તે ‘ પત્રક ’ ( રીટર્ન )ની નકલ તરીકે જ લેખવામાં આવશે, અને જ્યા સુધી અસલ પત્રક ( રીટર્ન ) અને તે નકલ વચ્ચે કાંઈ ફેરફાર સાબિત કરી બતાવવામાં આવશે નહિ ત્યાં સુધી તે અસલ ‘ પત્રક ’ની માફક જ પુરાવામાં ગ્રાહ્ય લેખાશે.

## ૨૪

પત્રકોનો સારાંશ પ્રસિદ્ધ કરવા બાબત. } વીમા વ્યવસ્થાપકને પૂરા પાડવામાં આવેલા દરેક વર્ષના હિસાબ, સરવૈયા, સ્ટેટમેન્ટસ અને ઉતારા અગર તારણ ( એબ્સ્ટ્રેક્ટસ ), અને જે આ કાયદાનીચે પૂરા પાડવામાં આવેલા છે તેવા અગર તો જે આ કાયદાનીચે પૂરા પાડવામાં આવ્યા છે તેમ જણાવેલ છે તેવા બીજા પત્રકો ( રીટર્ન્સ )–તે બધાનો ટુંક સાર–મધ્યસ્થ સરકારે તે જેમ સૂચવે તે પદ્ધતિ અનુસાર પછીના બીજાજ વર્ષે, પ્રસિદ્ધ કરાવવો પડશે. એમ દરવર્ષે મધ્યસ્થ સરકાર આવી રીતે આગળના વર્ષનો ટુંકસાર પ્રસિદ્ધ કરાવરાવશે. અને તે સારાંશની સાથેજ મધ્યસ્થ સરકાર તે બાબતમાં થયેલો કોઈપણ પત્રવ્યવહાર અને પોતાની કોઈપણ યાદી સામેલ રાખી શકશે.

## ૨૫

પત્રકો કાયદાથી નિર્ણિત કરેલા નમુના મુજબ પ્રસિદ્ધ કરવામાં આવશે. } કોઈપણ વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) તેણે વીમા વ્યવસ્થાપકને પૂરા પાડેલા પત્રકનો જે નમુનો હતો તેથી જુદા નમુના મુજબ

બ્રીટીશ હિંદમાં કોઈપણ પત્રક પ્રસિદ્ધ કરી શકશે નહિ.

પરંતુ પ્રસિદ્ધિ અર્થે (જાહેરાતના હેતુ માટે) મજકુર પત્રકનું સાચું અને બરોબર તારણ પ્રસિદ્ધ કરવામાં વીમા ઉતારનારને આ કલમનો કાંઈપણ બાધ આવશે નહિ.

૨૬

નોંધણીની અરજી સાથે જે વિગતો પૂરી પાડી હશે તેમાં થયેલ ફેરફારની ખબર આપવા બાબત.

વીમા ઉતારનારે કરવાની નોંધણીની અરજી સાથે, કલમ. ૩ પેટાકલમ (૨) ના નિયમો મુજબ તેણે જે જે વિગતો પૂરી પાડવાની છે તે બાબતોમાંની કોઈ પણ બાબતને લગતો જ્યારે જ્યારે કાંઇ ફેરફાર થાય અગર ફેરફાર કરવામાં આવે ત્યારે ત્યારે વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) તે તે ફેરફારને લગતી સંપૂર્ણ વિગતો વીમા વ્યવસ્થાપકને પૂરી પાડવી પડશે.

## નાણાનું રોકાણ. (ઈન્વેસ્ટમેન્ટ) ધીરાણ (લોન) અને વહીવટ—

કલમ—૨૭ થી ૩૨

૨૭

પુંજીનું રોકાણ. અને લોન બાબતના નિયમનો.

(૧) બ્રીટીશ હિંદમાં સુસંસ્થાપિત થએલ (ઈન્કોર્પોરેટેડ) અગર કાયમી વસવાટ (ડોમીસાઇલ) વાળા થયેલ દરેક વીમા ઉતારનારે, નીચેની પેટાકલમ. (૩) ને આધીન રહીને, હિંદમાંના જીંદગીના વીમાની પોલીસી ધરાવનારા પરત્વેની પાકેલા

દાવાઓ અંગેની તેની જવાબદારીની જે રકમ થાય તે રકમ, તથા જીંદગીના વીમાની જે પોલીસીઓ પાકતાં તેના નાણા હિંદમાં આપવાના છે તે બધી પોલીસી અંગેની જવાબદારી અદાકરવા માટે જે રકમ જોઇએ તે–એમ તે બંને રકમો મળીને જે સરવાળો થાય તે રકમમાંથી વીમા ઉતારનારે ( ઇન્સ્યોરરે ) તેના જીંદગીના વીમાના કામકાજ બાબતમાં કલમ ૭ અગર કલમ–૯૮ મુજબ જે અનામત રકમ ભરી હશે. તે રકમ જતાં, તથા જીંદગીના વીમાની જે પોલીસીઓ પાકતાં જેના નાણા હિંદમાં આપવાના છે અને જે પોલી-સીઓ ઉપર વીમા ઉતારનારે નાણાં ધીરેલા હોવાથી ( લોન આપી હોવાથી ) વીમા ઉતારનારની રકમ લેણી રહે છે, અને તે રકમ પોલીસીની નગદ વાપસકિંમત ( સરેન્ડર વેલ્યુ )થી ઓછી છે, તે લોન અંગેની લેણી રકમ બાદ કરતાં **જે રકમ રહે તે રકમના** પંચાવન ટકાથી ઓછી નહિ તેટલી રકમનું તેણે હંમેશાં નીચે મુજબ રોકાણ ( ઈન્વેસ્ટમેન્ટ ) કરવું પડશે અને તે ઈન્વેસ્ટમેન્ટ તેણે જારી રાખવું પડશે. તેણે તે ઉપર દર્શાવેલી રકમના પચીસટકા સરકારી જામીનગીરીઓમાં રોકવા પડશે, અને તે રકમના ત્રીસ ટકાથી ઓછી નહિ તેટલી રકમ તેણે સરકારી જામીનગીરીઓ ( ગવર્નમેન્ટ સીકયુરીટીઝ )માં અગર બીજી મંજુર કરેલી જામીનગીરીઓમાં–અગર યુનાઈટેડ કીંગડમની સરકારી જામીનગીરીઓમાં અગર યુનાઈટેડ કીંગડમની સરકારે જેના મુદ્દલ અને વ્યાજની બાંહેધરી ( ગેરન્ટી ) આપી છે તેવી જામીનગીરીઓમાં રોકવા પડશે.

સમજુત:—યુનાઇટેડ કીંગડમમાં સુસંસ્થાપિત (ઈન્કોર્પો-રેટેડ) થયેલા અગર તે દેશમાં કાયમી વસવાટ (ડોમીસાઈલ) વાળા વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ને આ પેટા કલમના નિય-મો લાગુ પડશે,

(૨) બ્રીટીશ હિંદ અગર યુનાઇટેડ કીંગડમ સિવાય બીજા કોઈ દેશમાં સુસંસ્થાપિત (ઈન્કોર્પોરેટેડ) થયેલા, અગર તેવા દેશમાં કાયમી વસવાટવાળા (ડોમીસાઈલ) થયેલા વીમા ઉતા-રનારે, નીચેની પેટાકલમ (૩)ને આધીન રહીને, હિંદમાંના જીંદગીના વીમાની પોલીસી ધરાવનારા પરત્વેની પાકેલા દાવાઓ અંગેની તેની જવાબદારીની જે રકમ થાય તે રકમ તથા જીંદગીના વીમાની જે પોલીસીઓ પાકતાં તેના નાણા હિંદમાં આપવાના છે તે પોલીસીઓ અંગેની જવાબદારી અદા કરવા માટે જે રકમ જોઈએ તે,—એમ તે બંને રકમો મળીને જે સરવાળો થાય તે રકમમાંથી વીમા ઉતારનારે તેના જીંદગીના વીમાના કામકાજ સંબંધમાં **કલમ** ૭ અગર કલમ ૯૮ મુજબ જે અનામત રકમ ભરી હશે તે રકમ જતાં, તથા જીંદગીના વીમાની જે પોલીસીઓ પાકતાં જેના નાણા હિંદમાં આપવાના છે, અને જે પોલીસીઓ ઉપર વીમા ઉતારનારે લોન આપેલ હોવાથી વીમા ઉતારનારની રકમ લેણી રહે છે અને તે રકમ નગદવાયસ કિંમત (સરે-ન્ડર વેલ્યુ) કરતાં ઓછી છે, તે લોન અંગેની લેણી રકમ પણ બાદ કરતાં **જે રકમ રહે તેટલી રકમ** તેણે નીચે મુજબ રોકવી પડશે; એટલે કે મજકુર રકમના ૩૩⅓ ટકા સરકારી જામીનગીરીઓ (ગવર્નમેન્ટ સીકયુરીટીઝ)માં રોકવા

પડશે, અને બાકીની રકમ સરકારી જામીનગીરીઓમાં અગર બીજી મંજુર કરેલી જામીનગીરીઓમાં અગર યુનાઇટેડ કીંગ્ડમની સરકારી જામીનગીરીઓમાં અગર યુનાઇટેડ કીંગ્ડમની સરકારે જે જામીનગીરીઓના મુદ્દલ અને વ્યાજની બાંહેધરી (ગેરન્ટી) આપી છે તેવી જામીનગીરીઓમાં રોકવા પડશે.

(૩) આ કાયદો અમલમાં આવ્યા તારીખે જે વીમા ઉતારનારનું કામકાજ ચાલુ છે, અને જેને પેટા કલમ (૧) અગર પેટા કલમ (૨) લાગુ પડે છે, તેણે આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ચાર વર્ષ પૂરા થાય તે પહેલાં, મજકુર પેટા કલમો અનુસાર તેણે જે કુલ રકમનું રોકાણ (ઈન્વેસ્ટમેન્ટ) કરવાનું છે, તે રકમ તેમાં દર્શાવ્યા મુજબની રીતે તેણે રોકી દીધી (ઈન્વેસ્ટ કરેલી) હોવી જોઈશે.

પરંતુ પેટા કલમ (૧)માં જે પ્રકારની જામીનગીરીઓ જણાવેલી છે તેવી જામીનગીરીઓમાં તેણે તે કુલ રકમની ૧/૪ રકમ આ કાયદો અમલમાં આવ્યા એક વર્ષ પૂરું થાય તે પહેલાં રોકી દેવી પડશે, બે વર્ષ પૂરા થાય તે પહેલાં તે કુલ રકમની ૧/૨ રકમ રોકાઈ જવી જોશે, અને ૩ વર્ષ પૂરા થાય તે પહેલાં કુલ રકમની રકમ તેણે આવી રીતે રોકી દેવી પડશે.

(૪) વીમા ઉતારનાર કે જેને ઉપરની પેટા કલમ (૨) લાગુ પડે છે તેણે રોકવી પડતી રકમ, પેટા કલમ (૨)માં દર્શાવ્યા મુજબના પ્રકારના દાવાઓની પતાવટ માટે ટ્રસ્ટમાં રહેશે, અને વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) કરી આપેલ ટ્રસ્ટનો દસ્તાવેજ કે જેને મધ્યસ્થ સરકારે મંજુર રાખેલ છે અને

જેની અંદર ટ્રસ્ટની મીલકતનો કઈ રીતે વહીવટ કરવાનો છે તેનું નિરૂપણુ કરવામાં આવ્યું છે, તે દસ્તાવેજની રૂઇએ, બ્રીટીશ હિંદમા રહેતા અને જેને મધ્યસ્થ સરકારે મંજુર રાખેલા છે તેવા ટ્રસ્ટીઓમાં તે નાણુા અધ્યારોપિત થયેલા (વેસ્ટેડ) લેખાશે.

સમજુત:-બ્રીટીશ હિંદમાં સુસંસ્થાપિત થયેલા વીમા ઉતારનાર (ઈન્સ્યોરર), કે જેની શેર કેપીટલ (ભાગની થાપણુ) ના (ઓછામાં ઓછા) ½ ભાગના માલિક, યુનાઇટેડ કીંગ્ડમ અગર બ્રીટીશ હિંદ સિવાયના બીજા કોઇ દેશમાં કાયમી વસવાટ જેનો છે (ડોમીસાઇલ્ડ છે) તેવા સખ્શો છે, તેવા વીમા ઉતારનારને, :અગર તો બ્રીટીશ હિંદમાં સુસંસ્થાપીત થયેલ વીમા ઉતારનાર કે જેની ગવર્નીંગ બોડી (કામકાજ ચલાવતી સભા)ના (ઓછામાં ઓછા) ½ સભ્યો, બ્રીટીશ હિંદ અગર યુનાઈટેડ કીંગ્ડમ સિવાયના બીજા દેશમાં કાયમી વસવાટવાળા (ડોમીસાઈલ્ડ) સખ્શો છે, તેવા વીમા ઉતારનારને પેટા કલમ (૨) અને (૪) લાગુ પડશે.

## ૨૮

**પુંજીનું રોકાણુ (ઈન્વેસ્ટમેન્ટ) દર્શાવેલું સ્ટેટમેન્ટ.**

(૧) આ કાયદા અનુસાર નોંધાયેલ (રજીષ્ટર્ડ) દરેક વિમા ઉતારનાર (ઇન્સ્યોરર) કે જે જીંદગીના વીમાનું કામકાજ કરે છે, અને જે પ્રોવીડન્ટ સોસાયટી નથી તેણે દરેકે હરેક વર્ષે બે વખત એટલે કે ૩૦ મી જુનથી ૩૧ દિવસની અંદર, તથા ૩૧મી ડીસેમ્બરથી

૩૧ દિવસની અંદર, તેમ દર વર્ષે બે વાર, તે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ની પુંજીનું મજકુર તારીખોએ જે જે કલમ–૨૭ મુજબનું રોકાણુ (ઈન્વેસ્ટ મેન્ટ) છે તે તે દર્શાવતું એક સ્ટેટમેન્ટ વીમાવ્યવસ્થાપક આગળ તેણે રજુ કરવું પડશે, વળી તે સ્ટેટમેન્ટ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ના કોઈ એક મુખ્ય અમલદારના (ખરાપણા અંગેના) દાખલા અગર પ્રમાણ પત્રવાળુ (સર્ટીફાઈડ) તે હોવું જોઈશે.

(૨) કલમ–૨૭ અનુસાર રોકવામાં આવેલ (ઈન્વેસ્ટ કરેલ) પુંજીની તપાસ અગર ખાત્રીને માટે વીમા વ્યવસ્થાપકને તેને જરૂર લાગે તેવા દરેક પગલાં ગમે તે વખતે લેવાનો તેને અધિકાર રહેશે અને વીમાવ્યવસ્થાપક તે બાબતો અંગે જે જે માગણી યા સૂચના કરે તે તે તમામ વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) પૂરી પાડવી પડશે.

૨૯

ધીરાણુ (લોન)ની બંધી. } વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) કાઢેલી જીંદગીની પોલીસી

ઓ ઉપર તેમની નગદવા પસ કિંમત (સરેન્ડર વેલ્યુ)થી ઓછી કિંમતની લોન સિવાયની, બીજી કોઈપણ પ્રકારની લોન (ધીરાણુ) અગર ટુંકી મુદતના એડવાન્સ (અગાઉથી આપેલા નાણા)–કાંઈ મિલ્કત ઘરાણે મૂકીને, અગર જાત જવાબદારી ઉપર, અગર બીજી કોઈપણ રીતે–જો તે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) કંપની હશે તો તેના ડીરેકટરને, મેનેજરને, મેનેજીંગ એજન્ટને, હિસાબનીશને (એકચ્યુઅરીને), હિસાબ

ઝેનીથ રેડીઓ

તપાસનારાને (ઓડીટરને) અગર વીમા ઉતારનાર કંપનીના કોઈ અમલદારને,-કંપની ધીરી શકશે નહિ, અગર જો વીમા ઉતારનાર પેઢી હશે તો તેના કોઈપણ ભાગીદારને ઉપર મુજબની લોન આપી શકાશે નહિ; અગર બીજી કોઇપણ કંપની અગર પેઢી કે જે કંપની અગર પેઢીમાં, તેવો કોઈપણ ડીરેકટર, મેનેજર, મેનેજીંગ એજન્ટ, એકચ્યુઅરી, મુખ્ય અમલદાર અગર ભાગીદાર,-ડીરેકટર, મેનેજર, મેનેજીંગ એજન્ટ, એકચ્યુઅરી, મુખ્ય અમલદાર અગર ભાગીદારનો હોદ્દો ધરાવતો હોય તેવી કંપની અગર પેઢીને પણ તેનાથી તેવી લોન આપી શકાશે નહિ.

પરંતુ આ કલમમાં દર્શાવેલ કાંઈપણ નિયમન વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) શરાફી કંપનીને (બેંકીંગ કંપનીને) આપેલ લોન બાબતમાં લાગુ પડશે નહિ.

વળી આ કાયદો અમલમાં આવે તે સમયે ઉપર મુજબના કોઈપણ ડીરેકટ, મેનેજર, મેનેજીંગ, એજન્ટ, ઓડીટર. (હિસાબ તપાસનાર), હિસાબનીશ (એકચ્યુઅરી), મુખ્ય અમલદાર અગર ભાગીદાર પાસે જે કાંઇ લોન લેણી પડતી હશે (હસ્તી ધરાવતી હશે) તે લોન, તે બાબતમાં ગમે તેવો વિરૂદ્ધનો કોઇપણ કરાર હશે તે છતાં પણ, આ કાયદો અમલમાં આવ્યા તારીખથી એક વર્ષની અંદર તેણે ભરપાયા કરી દેવી પડશે; અને જો તેમ કરવામાં તે કસુર કરશે તો મજકુર કસુર કરનાર ડીરેકટર, મેનેજર, મેનેજીંગ એજન્ટ, હિસાબ તપાસનાર, હિસાબનીશ, મુખ્ય અમલદાર અગર ભાગીદાર

આ કાયદો અમલમાં આવ્યા તારીખથી એક વર્ષ પૂરૂં થતાં તારીખથી તેનો હોદ્દો ધારણ કરતો તે બંધ થશે.

વળી આ કલમનો કોઈ નિયમ, કોઈ કંપની તેની અંગીભૂત ( સબ્સીડીયરી ) કંપનીને આવી લોન અગર એડવાન્સ આપે તેમાં બાધકર્તા થશે નહિ, તેમજ તેવી અંગીભૂત કંપની આવી લોન અગર ઍડવાન્સ—બીજી કંપની કે જેની અંગીભૂત કંપની પોતે છે તે ( મુખ્ય ) કંપનીને આવી લોન અગર એડવાન્સ મજકુર ( અંગીભૂત ) કંપની આપે તેમાં પણ આ કલમ બાધકર્તા થશે નહિ.

આ કલમનો શબ્દાર્થ જોતાં મુખ્ય અમલદારને કંપની નાણુ-ધીરી શકશે નહિ, પરંતુ તેના કારકુન, વીગેરે મધ્યમ વર્ગના નોકરોને, અગર તેના પ્રતિનિધિ અગર વીમા એજન્ટોને નાણા ધીરવામાં આ કલમ બાધ—કર્તા થશે નહી એમ શબ્દાર્થ ઉપરથી લાગે છે.

૩૦

| | |
|---|---|
| કલમ. ૨૭ અગર. ૨૯ ના ભંગથી થતા નુકશાન-માટે ‘ ડીરેકટર્સ ’ની જવાબદારી | જો કલમ. ૨૭ ના અગર કલમ. ૨૯ ના કોઇ પણ નિયમના ભંગના કારણે, |

વીમા ઉતારનારને ( ઇન્સ્યોરરને ) અગર પોલીસી ધરાવનારાને કાંઈપણ નુકશાન ગયું હશે તો, દરેક ડીરેકટર ( વ્યવસ્થાપક ), મેનેજર, મેનેજીંગ એજન્ટ, મુખ્ય અમલદાર અગર ભાગીદાર કે જે આવા ભંગમાં જાણીને સામેલ હશે, તે દરેક માણસ, આ કાયદા મુજબ જે કાંઇ નશ્યતને પાત્ર તે હોય તદ ઉપરાંત, અને તે નશ્યતને કાંઈપણ બાધ (અસર)

કર્યા સિવાય વિશેષમાં, તેવું થયેલું તમામ નુકશાન ભરી દેવા માટે સંયુક્ત અને વિભાજ્ય રીતે તે તે સખશ જવાબદાર રહેશેજ.

ઉપરની કલમના કારણે મજકુર કલમ ૨૭–૨૯ નો ભંગ કરનાર સખશ, કલમ. ૧૦૨ મુજબ. રૂા. ૧૦૦૦)ના દંડને, અગર જેટલા દહાડા તેનો ભંગ ચાલુ રહે તેટલા દરેક દહાડા બદલ રૂા. ૫૦૦) પાંચસો સુધીના દંડને તે પાત્ર થાય છે. તદ્ ઉપરાંત વિશેષમાં વીમા કંપનીને અગર પોલીસી ધરાવનારને જે કાંઈ નુકશાન તેથી થયું હોય તે તમામ માટેની પણ તેની જવાબદારી થાય છે.

## ૩૧

| | |
|---|---|
| વીમા ઉતારનારની પુંજી–મિલ્કત–( એસેટસ ) કોના નામે રાખવી તે બાબત. | કોઈ પણ વીમા ઉતારનારની બ્રીટીશ હિંદમાંની હરેક ઈસ્કામત (એસેટસ) |

કલમ–૭ અગર કલમ–૯૮ મુજબ. 'રીઝર્વ બૅન્ક ઑફ ઈન્ડીયા'માં જે અનામત રકમ મુકવાની છે તે સિવાયની, અગર કલમ–૨૭ પેટા કલમ–(૪) અનુસાર જે ઈસ્કામત ટ્રસ્ટીઓમાં અધ્યારોપિત ( વેસ્ટેડ ) રાખવાની છે તે સિવાયની–તમામ ઇસ્કામત, જો વીમા ઉતારનાર કંપની હોય તો કંપનીના જે સંસ્થાપિત નામ ( કોર્પોરેટનેઈમ )થી ધંધો ચાલે છે તે નામ ઉપર, અગર જો મધ્યસ્થ સરકારે સાર્વજનિક અમલદારના નામ ઉપર તે મિલ્કત રાખવાનું મંજુર કર્યું હોય તો તેના નામ ઉપર, અગર તો જો વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) પેઢી હોય તો ભાગીદારોના નામ ઉપર, અગર જો વીમા ઉતારનાર એક વ્યક્તિ હોય તો

તે માલિકના એકલાના નામ ઉપરજ,—તે તમામ પુંજી ઈસ્કામત રાખવી પડશે. બીજાના નામ ઉપર ઇસ્કામત રાખી શકાશે નહિ.

### ૩૨

મેનેજીંગ એજન્ટસ રાખવા બાબતના તથા તેમને મહેનતાણું આપવા બાબતના નિયમનો. } (૧) આ કાયદો અમલમાં આવ્યા પછીથી

કોઇપણ વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) તેનું કામકાજ ચલાવવા માટે મેનેજીંગ એજન્ટ નીમી શકશે નહિ.

(૨) કોઈ પણ વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) કે જેનું વીમાનું કામકાજ ચાલુ છે, તેણે જો આ કાયદો અમલમાં આવતાં પહેલાં તેનું કામકાજ ચલાવવા માટે મેનેજીંગ એજન્ટ નીમ્યો હશે અને જો તે વીમા ઉતારનાર કંપની હશે તો, સને ૧૯૧૩ના "હિંદના કંપનીઓના કાયદા"માં ગમે તેવી વિરૂદ્ધની વસ્તુ હશે તે છતાં, અને વીમા ઉતારનારના બંધારણના ખરડામાં ( કલમબંધી—આર્ટીકલ્સ ઑફ એસોસીએશનમાં ) ગમે તેવી વિરૂદ્ધની કલમો હશે તે છતાં, અગર વીમા ઉતારનારે કરેલા કોઇ પણ કરારમાં ગમે તેવી તે વિરૂદ્ધની શરતો કરેલ હશે તે છતાં આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ત્રણ વર્ષ પૂરા થતાં, તેવા મેનેજીંગ એજન્ટે હોદ્દો ધરાવતાં બંધ થવું પડશે; અને તેની મેનેજીંગ એજન્ટ તરીકેની જગ્યામાંથી ફક્ત તેને વહેલા છુટા કરવાના કારણે જ તેને કાંઈ પણ નુકશાની વીમા ઉતારનારે આપવી પડશે નહિ.

(૩) આ કાયદો અમલમાં આવ્યા તારીખ પછીથી,– સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા'માં ગમે તેવી વિરૂદ્ધની કલમ હોય તે છતાં–તથા વીમા ઉતારનારે કરેલા કોઈ પણ કરારમાં ગમે તેવી વિરૂદ્ધની વસ્તુ હોય તે છતાં,– અગર જો તે વીમા ઉતારનાર કંપની હોય તો તેના બંધારણના ખરડામાં ( કલમબંધી આર્ટીકલ્સ ઑફ એસોસીએશનમાં ) ગમે તેવી વિરૂદ્ધની કલમો હોય તે છતાં કોઈ પણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર), મેનેજીંગ એજન્ટને તેનો પગાર, દલાલી (કમીશન), અને બીજું મહેનતાણું કે જે તેની મેનેજીંગ એજન્ટ તરીકેની સેવાઓ બદલ તેને આપવાનું છે અને જે તે મેળવી શકે તેમ છે, તે તમામ મળી કુલ, તેને તેની મેનેજીંગ એજન્ટ તરીકેની સેવાઓ બદલ દર મહીને રૂ. ૨૦૦૦) બે હજારથી વધારે પગાર તેને આપી શકાશે નહિ, અને કોઈ પણ મેનેજીંગ એજન્ટ તથી વધારે રકમ સ્વીકારી શકશે નહિ.

# —તપાસણી—

## ( ઈન્સ્પેકશન–કલમ–૩૩–૩૪ )

### ૩૩

વીમા વ્યવસ્થાપકને તપાસણીનો હુકમ ફરમાવવાની સત્તા.

(૧) જો વીમા વ્યવસ્થાપકને એમ માનવાને કારણ હશે, કે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર )ની પોલીસી ધરાવનારાઓના હિત જોખમમાં છે, અગર તેને એમ માનવાને કારણ હશે કે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર ) તેની જવાબદારીઓને પહોંચી વળવાને અસમર્થ છે, અગર તેને એમ માનવાને કારણ હશે કે વીમા ઉતારનાર આ કાયદાની કોઈ પણ જરૂરિઆત પૂરી પાડવામાં ભૂલ કરી છે ( નિષ્ફળ નીવડયો છે ), અગર તેને એમ માનવાને કારણ હશે કે વીમા ઉતારનારે અગર વીમા ઉતારનારના કોઈ પણ અમલદારે આ કાયદા નીચેનો કોઇપણ ગુન્હો કર્યો છે અગર તેવો ગુન્હો વીમા ઉતારનારથી અગર તેના કોઈ પણ અમલદારથી બને તેવો સંભવ છે, તો અગર જો વીમાવ્યવસ્થાપકને નીચે જણાવ્યા મુજબનું તે બાબતનું રીકવીઝીશન (દરખાસ્ત-યાદી)–જેના સમર્થનમાં સોગંદનામું (ઍફીડેવીટ) કરેલું છે તે સોગંદનામા સહિતની યાદી તેને મળશે, તો વીમા વ્યવસ્થાપક વીમા ઉતારનારને તે બાબતની નોટીસ–ચેતવણી–આપી, તથા તેને તે બાબતમાં જે કહેવાનું હોય તે જણાવવાની તક આપી તેને સાંભળ્યા પછીથી, વીમા વ્યવસ્થાપક–વીમા ઉતારનારની નોકરીમાં ન હોય તેવા એક ઑડીટરની, અગર એક હિસાબ-

નીશ ( ઍક્ચ્યુઅરી )ની, અગર તો હિસાબ તપાસનાર અને હિસાબનીશ બંનેની, વીમા ઉતારનારના (ઈન્સ્યોરરના) કામ-કાજની તપાસ માટે નિમણુક કરી શકશે, અગર વીમા વ્યવ-સ્થાપક પોતે જ તેવી તપાસ હાથ ધરી શકશે.

મજકુર ઉપર દર્શાવેલ યાદીમાં ( રીકવીઝીશનમાં ), જો વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) કંપની હોય તો શેર ધરાવનાર ( શેરહોલ્ડર્સ )ની કુલ સંખ્યાના ૧/૧૦ થી ઓછા નહિ તેટલી સંખ્યાના, અને આખી શેરકેપીટલના ૧/૧૦ થી ઓછું નહિ તેટલું ભંડોળ ધારણ કરનારા, શેર હોલ્ડરોએ આ બાબતના રીકવી-ઝીશનમાં–યાદીમાં–સહી કરી હોવી જોઈશે;–અગર તેને ( વીમા વ્યવસ્થાપકને )–આ બાબતની યાદી મળે તેમાં, ત્રણ વર્ષથી ઓછી નહિ તેટલી મુદત માટે જે પોલીસીઓ અમલમાં ચાલુ હોય તેવી, અને જેનો કુલ સરવાળો રૂા. ૫૦૦૦૦) પચાસ હજારથી ઓછો નથી તેટલી રકમની–પચાસથી ઓછી નહિ તેટલી સંખ્યાની પોલીસી ધરાવનારાઓનું–જેના સમર્થનમાં સોગંદનામું રજુ કરવામાં આવેલ છે તે સહિતનું જો રીકવી-ઝીશન ( યાદી )–આવશે તો વીમા વ્યવસ્થાપક ઉપર જણાવ્યા મુજબની તપાસ કરી શકશે, અગર તપાસ કરવા ઉપર મુજબ અમલદાર નીમી તપાસ કરાવી શકશે.

(૨) જો આ બાબતમાં વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) કોર્ટને અરજી કરશે, અને તે બાબતની વીમા વ્યવસ્થાપકને નોટીસ આપી, તથા તેને ( વીમા વ્યવસ્થાપકને ) એ સંબંધમાં જે કાંઈ કહેવાનું હોય તે સાંભળ્યા પછીથી, જો કોર્ટને એવો સંતોષ થશે કે સંજોગો જોતાં તેવી તપાસ કરવાની જરૂરત

નથી તો કોર્ટ વીમા વ્યવસ્થાપકને તેવી તપાસની મના ફરમાવી શકશે.

(૩) આ કલમ અનુસાર કરવામાં આવેલી કોઈ પણ તપાસના પરિણામનો અહેવાલ તૈયાર કરવામાં આવશે અને તે અહેવાલની એક નકલ વીમાવ્યવસ્થાપક પાસે મૂકવામાં આવશે, અને એક નકલ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ને આપવામાં આવશે; વળી પોલીસી ધરાવનારાઓ કે જેમણે તપાસ બાબતની યાદી (રીકવીઝીશન) મોકલ્યું હશે તે દરેક પોલીસી ધરાવનારને એક એક નકલ મોકલવામાં આવશે.

(૪) મજકુર તપાસણી અંગે માલુમ પડેલ ખામીઓ દૂર કરવાને માટે—ભુલ સુધારવાને માટે—વીમા વ્યવસ્થાપક તેને યોગ્ય લાગતી સૂચનાઓ વીમા ઉતારનારને (ઇન્સ્યોરરને) આપશે; અને વીમા વ્યવસ્થાપક નોટીસમાં જણાવેલા સમયની અંદર ( કે જે સમય નોટીસ મળ્યા તારીખથી પંદર દિવસથી ઓછો નહિ હોય તે સમયની અંદર વીમા ઉતારનારને (ઇન્સ્યોરરને) મજકુર સૂચનાઓનો અમલ કરવાનું જણાવી શકશે.

(૫) આ કલમ અનુસાર કરેલી તપાસના પરિણામે વીમા વ્યવસ્થાપકને તેના અભિપ્રાય મુજબ એમ લાગે કે પોલીસી ધરાવનારાના હિતખાતર કોઈપણ વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )નું કામકાજ આટોપી લેવાની (વાઈન્ડ અપ કરવાની ) જરૂરત છે તો, અગર જો કોઇ વીમા ઉતારનાર પેટા કલમ (૪) અન્વયે આપેલી કોઇપણ સૂચનાને અનુસરવામાં નિષ્ફળ નીવડશે તો તે વીમા ઉતારનારને નોટીસ આપીને,

તથા તેને જે કહેવાનું હોય તે જણાવવાની તેને તક આપી તેને સાંભળ્યા પછીથી તે વીમા ઉતારનારનું કામકાજ આટોપી લેવાને માટે વીમા વ્યવસ્થાપક કોર્ટને અરજી કરી શકશે.

કંપનીનું કામકાજ આટોપી તેને બંધ કરવા માટેના નિયમો કલમ ૫૩ થી ૬૧ માં દર્શાવ્યા છે. તેમાં કલમ ૫૩ માં કંપની ક્યારે આટોપી લેવામાં આવશે તે પ્રસંગો ગણાવ્યા છે. તદ્ ઉપરાંત આ કલમથી વીમા વ્યવસ્થાપકને પણ કામકાજ આટોપી લેવાના પ્રારંભની અરજી કરવાની સત્તા આપવામાં આવેલી છે.

### ૩૪

| | |
|---|---|
| તપાસ કરનાર અમલદારની સત્તા વિ. બાબત. | સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા'ની |

કલમ-૧૩૮ અનુસાર કરવામાં આવતી તપાસને જે પ્રમાણે તે કાયદાની ૧૪૦ મી કલમના નિયમો લાગુ પડે છે તેજ પ્રમાણે, જ્યારે આ કાયદાની કલમ ૩૩-અનુસાર તપાસ કરવામાં આવશે ત્યારે તેવી તપાસના માટે પણ મજકુર ૧૪૦ મી કલમના નિયમો લાગુ પડશે; અને તેવી તપાસનું તમામ ખર્ચ તથા તેવી તપાસ અંગે કરવું પડતું તમામ ખર્ચ વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) આપવું પડશે.

## વીમાના કામકાજનું સંમિશ્રણ (એમલ્ગમેશન) અને ફેરબદલો (ટ્રાન્સફર)

(કલમ-૩૫-૩૬-૩૭)

### ૩૫

| | |
|---|---|
| વીમાના કામકાજનું સંમિશ્રણ અને ફેરબદલો | (૧) કલમ ૨ પેટાકલમ (૯) ના પેટા વિભાગ |

(अ) (ii) અગર પેટા વિભાગ (ब) માં નિર્દિષ્ટ કરવામાં આવેલા કોઈપણ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) ના જીંદગીના વિમાનું કામકાજ, કોઇપણ બીજા વીમા ઉતારનારના (ઈન્સ્યો રરના) જીંદગીના વીમાના કામકાજની સાથે સુસંમિશ્રિત (એમલ્ગમેટ) કરી શકાશે નહિ, અગર તેનો બદલો-(સ્વત્વા-ર્પણ-ટ્રાન્સફર) થઈ શકશે નહિ. પરંતુ આ કલમ અનુસાર સ્કીમ તૈયાર કરવામાં આવે અને સંબંધ ધરાવતા મજકુર વીમા ઉતારનારામાંના કોઈપણ એકની ઉપર હકુમત ધરાવતી કોર્ટ તે સ્કીમ મંજુર રાખે તો નીચે મુજબનું સંમિશ્રણ (એમલ્ગ-મેશન) અગર બદલો ટ્રાન્સફર) થઇ શકશે.

(૨) આ કલમ મુજબ તૈયાર કરેલી સ્કીમની અંદર, જે કરારની રૂઈએ સંમિશ્રણ અગર બદલો કરવાનું નક્કી કરવામાં આવ્યું છે તે આખો કરાર, તથા તે સ્કીમને અમલમાં મૂકવા માટે જરૂરત પડે તેવા વધુ નિયમો પણ તેમાં રજુ કરેલા હોવા જોઇશે.

(૩) આવી કોઇપણ સ્કીમ મંજુર કરવાને કોર્ટને અરજી કરવામાં આવે તે પહેલાં-આવી અરજી કરવાનો ઈરાદો છે તે બાબતની એક નોટીસ, તથા સંમિશ્રણ અગર બદલો જે કરવાનું છે તે કેવા પ્રકારનું કરવાનું છે તે, તથા તેમ કરવા માટે શું કારણો છે, તે તમામ દર્શાવતું એક સ્ટેટમેન્ટ મધ્ય-સ્થ સરકારને-અરજી કરતાં પહેલાં ઓછામાં ઓછું બે માસ પહેલાં-મોકલવું પડશે; વળી નીચે જણાવેલા ખતપત્રોની સહી સિક્કાવાળી નકલો પણ મધ્યસ્થ સરકારને પૂરી પાડવી પડશે,

અને ઉપર દર્શાવેલા બે માસ દરમ્યાન, તે નકલો સંબંધ ધરાવતા દરેક વીમા ઉતારનારાની મુખ્ય ઓફીસોમાં તથા શાખાની ઓફીસોમાં, તથા તેમની ચીફ એજન્સીઓમાં, તેમના સભ્યો અને પોલીસી ધરાવનારાઓને જોવા માટે ખુલ્લી રાખવી જ પડશે:—

(અ) કરાર અગર દસ્તાવેજ કે જેની રૂઇએ સુસંમિશ્રણ (એમલ્ગમેશન) અગર બદલો (ટ્રન્સ્ફર) કરવાનું ઠરાવવામાં આવ્યું છે તેનો ખરડો (ડ્રાફ્ટ); (બ) તેવા સંમિશ્રણ અગર બદલામાં સંબંધ ધરાવતા (જેનો બદલો અગર સંમિશ્રણ થવાનું

છે તેવા) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ની ઈસ્કામત—અને તેની જવાબદારીઓ દર્શાવતું એક સ્ટેટમેન્ટ; (क) હિસાબનીશના (એકચ્યુઅરીના) અગર બીજા અહેવાલો કે જે અહેવાલો ઉપર આધાર રાખી સ્કીમ રચવામાં આવેલ છે; અને તેમાં સદહુ સૂચવાયેલા સંમિશ્રણની અગર બદલાની ઉપર—એક સ્વતંત્ર નિષ્પક્ષી હિસાબનીશનો રીપોર્ટ પણ હોવો જોઈશે.

(ड) (૪) વળી જો આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ત્રણ માસની અંદર કોર્ટને પેટાકલમ (૩) મુજબની અરજી કરવામાં આવી હશે, અને જો કોર્ટને સમય મર્યાદા લંબાવવી યોગ્ય લાગશે તો, જે વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )નું કામ-કાજ બીજા વીમા ઉતારનારના કામકાજ સાથે સુસયોજીત ( એમલ્ગમેટેડ ) કરવાનું છે તે, અગર બીજાને ફેરબદલો કરી ( ટ્રાન્સફર કરી ) આપવાનું છે. તે વીમા ઉતારનાર માટે કલમ ૩. નીચે નોંધણી કરાવવા માટે ઠરાવેલી સમયમર્યાદા, અને કલમ ૭ અગર કલમ ૯૮ મુજબ અનામત રકમ (ડીપો-ઝીટ )ના હપ્તા ભરવા માટેની ઠરાવેલી સમયમર્યાદા—કોર્ટને યોગ્ય લાગે તેટલો સમય—નવ માસથી વધુ નહિ તેટલો સમય કોર્ટ લંબાવી ( મોટી કરી ) શકશે.

૩૬

સંમિશ્રણ અને ફેરબદલાને કોર્ટની મંજુરી બાબત } જ્યારે કલમ ૩૫ ની પેટાકલમ (૩) માં જણાવ્યા મુજબની તેવી કોઈપણ અરજી કોર્ટને કરવામાં આવશે ત્યારે, મજકુર સંમિશ્રણ ( એમલ્ગમેશન ) અગર ફેરબદલો (ટ્રાન્સફર)

જે કરવાનું હોય તે, તે કેવા પ્રકારનો કરવાનો છે તેનું, તથા તેની ( ટ્રાન્સ્ફર અગર એમલ્ગમેશનની ) જે શરતો હોય તેનું એક સ્ટેટમેન્ટ કોર્ટ સૂચવે તેટલા સમય માટે અને તે સૂચવે તે રીતનું, પ્રસિદ્ધ કરાવવું પડશે. વળી જો કોર્ટને ખાસ કારણસર તેમ યોગ્ય લાગશે તો અને જો કોર્ટ તેવી સૂચના કરશે તો; સંબંધ ધરાવનાર કોઇ પણ મજકુર વીમા ઉતાર-નાર ( ઈન્સ્યોરર )ની જીંદગીની પોલીસી ધરાવનાર બ્રીટીશ હિંદમાં અગર દેશી રાજ્યોમાં રહેતા દરેક સખશને, મજકુર અરજી કર્યાની ખબર (નોટીસ) મોકલાવવાનો કોર્ટ હુકમ ફર-માવી શકશે; અને ડીરેકટરો (વ્યવસ્થાપકો) ને, તથા તેવા પોલીસી ધરાવનારામાંથી જે કોઈ અરજી કરી કાંઈ જણાવશે તેમને, તથા બીજા જે કોઈ માણસો જેને આ બાબતમાં કાંઈ પણ કહેવાનો અધિકાર-(હક્ક) છે તેમ કોર્ટ માનશે તેમને બધાને સાંભળ્યા પછીથી જો કોર્ટને એમ સંતોષ થશે કે મજકુર વ્યવસ્થા ( ગોઠવણુ-એરેન્જમેન્ટ ) સામે કાંઈ પણ સબળ વાંધો પુરવાર થયો નથી તો કોર્ટ તે ગોઠવણને મંજુરી આપી શકશે.

ફકત કાંઈપણ વાંધો ન આવે તો કોર્ટે તે સ્કીમ મંજુર કરવી જ પડે તેમ નથી. કોર્ટે તે સ્કીમની યોગ્યાયોગ્યતા તપાસી, સંબંધ ધરાવતા તમામના હિતમાં સ્કીમ કરવી તે ઈચ્છનીય છે કે કેમ તે નકકી કરવાનું છે.

## ૩૭

| | | |
|---|---|---|
| સુસંમિશ્રણ અને ફેરબદલા પછી કરવા જોઇતા સ્ટેટમેન્ટ | } | જ્યારે-કોર્ટથી મંજુર થયેલી સ્કીમ |

( ગોઠવણ ) અનુસાર અગર બીજી રીતે-કોઈપણ બે અગર વધારે વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )નું સુસંમિશ્રણ ( એમલ્ગમેશન ) થાય ત્યારે, અગર જ્યારે એક વીમા ઉતારનારનું કાંઈપણ કામકાજ કોઇ બીજા વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )ને ફેરબદલો (ટ્રાન્સ્ફર ) કરી આપવામાં આવે ત્યારે-જે વીમા ઉતારનાર સુસંમિશ્રિત થયેલું કામકાજ ચલાવે છે તેણે, અગર જે વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )ને કામકાજનો ફેરબદલો (ટ્રાન્સ્ફર) કરી દેવામાં આવેલ છે તેણે, જે હોય તેણે, સદહું સુસંમિશ્રણ અગર ફેરબદલો પૂરો થયા તારીખથી ત્રણ માસની અંદર મધ્યસ્થ સરકારને નીચે મુજબના કાગળો પૂરા પાડવા પડશે:-

(अ) સ્કીમ, કરાર અગર દસ્તાવેજ (ડીડ) જેની રૂઇએ સુસંમિશ્રણ (એમલ્ગમેશન) અગર ફેરબદલો ( ટ્રાન્સ્ફર ) કરવામાં આવેલ છે તેની સહીસિક્કાવાળી નકલ, અને

(ब) મજકુર સુસંમિશ્રણ અગર ફેરબદલાના કારણે જે કોઇ સખશોને નાણાં ચુકવવામાં આવ્યા છે અગર ( તદઅનુસાર જેમને નાણાં ) ચુકવવાના છે તે તમામની તેમાં સંપૂર્ણપણે-શકય તેટલી તમામ માન્યતા મુજબ-રજુઆત કરવામાં આવેલ છે તેમ દર્શાવતું,-અને તેમાં દર્શાવવામાં આવ્યા સિવાયની પતાવટ ( ચુકવણી )-નાણામાં, પોલીસીદ્વારા, બોન્ડથી અગર કિંમતી જામીનગીરીઓથી, અગર બીજી મિલ્કતથી કોઇ રીતે-સુસંમિશ્રણ ( એમલ્ગમેશન )માં અગર ફેરબદલા ( ટ્રાન્સફર )માં જે પક્ષકારો હતા તેમની કોઇની જાણ મુજબ તેવી-તે સ્ટેટમેન્ટમાં દર્શાવ્યા સિવાયની કોઇપણ જાતની કાંઇજ

પતાવટ ( ચુકવણી ) થઈ નથી, અગર કરવાની નથી—તે તમામ હકીકત દર્શાવતું, સંબંધ ધરાવતા દરેક વીમા ઉતારનાર (ઇન્સ્યોરર )ની પોતાની સહીવાળું, અગર જો વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) કંપની હોય તો તે કંપનીના પ્રમુખ (ચેરમેન) અને તેના મુખ્ય અમલદારની સહીવાળું એક જાહેરનામું.

(क) જ્યારે મજકુર સુસંમિશ્રણ ( એમલ્ગમેશન ) અગર ફેરબદલો ( ટ્રાન્સ્ફર ), કોર્ટથી મંજુર થયેલી ‘ સ્કીમ ’ દ્વારા કરવામાં આવતો નથી, ત્યારે—

( i ) સંબંધ ધરાવતા દરેક વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) ની પુંજી ( મિલ્કત ) તથા તેની જવાબદારીઓ દર્શાવતા ‘ સ્ટેટમેન્ટસ ’ની સહીસિક્કાવાળી નકલ, અને

( ii ) હિસાબનીશ ( ઍકચ્યુઅરી )ના અગર બીજાના નિવેદન અગર અહેવાલ કે જેની ઉપર આધાર રાખી મજકુર કરાર અગર દસ્તાવેજ થયો હતો તેની સહી સિક્કાવાળી નકલ.

## પોલીસી ( વીમાખત )નું ( સ્વત્વાર્પણ ) એસાઇનમેન્ટ, અગર ( ફેરબદલો ) ટ્રાન્સ્ફર, અને નોમીનેશન—

( કલમ ૩૮–૩૯ )

૩૮

જીંદગીના વીમાની પોલીસી ( વીમાખત )ના એસાઈનમેન્ટ ( સ્વત્વાર્પણ ) અને ટ્રાન્સ્ફર ( ફેરબદલા )

( ૧ ) જીંદગીના વીમાની પોલીસીનું, અવેજ સહિતનું અગર અવેજ રહિતનું, ટ્રાન્સ્ફર ( ફેરબદલો ) અગર એસાઈનમેન્ટ ( સ્વત્વાર્પણ ), ફક્ત મજકુર પોલીસી ઉપર લખાણ

કરી આપવાથી ('એન્ડોર્સમેન્ટ'થી ), અગર તો જુદા દસ્તાવેજથીજ થઇ શકશે. પરંતુ એમાંની કોઈપણ રીતે કરવામાં આવે તોપણ, તેમાં (તે લખાણ અગર દસ્તાવેજમાં), 'ટ્રાન્સફર' (ફેરબદલો) અગર 'એસાઈન' (સ્વત્વાર્પણ) કરનારની પોતાની અગર તેના કાયદેસરના મુખત્યારની તેમાં સહી જોઈશે, વળી તેમાં 'ટ્રાન્સફર' અગર 'એસાઈનમેન્ટ' કરેલ છે તે હકીકતનો સ્પષ્ટ રીતે નિર્દેશ કરેલો હોવો જોઇશે, અને તેમાં ઓછામાં ઓછા એક સાક્ષીની સાખ કરેલી હોવી જોઈશે.

(૨) ઉપર જણાવ્યા મુજબના લખાણ (એન્ડોર્સમેન્ટ) ને અગર દસ્તાવેજને સહી થઈ તેમાં યોગ્ય સાક્ષીમતા થતાં તે 'ટ્રાન્સફર' ફેરબદલો) અગર 'એસાઈનમેન્ટ' ('સ્વત્વાર્પણ') સંપૂર્ણ અને અમલમાં મૂકી શકાય તેવું થશે; પરંતુ જ્યાં તે 'ટ્રાન્સફર' (ફેરબદલો) અગર એસાઈનમેન્ટ (સ્વત્વાર્પણ) વીમાઉતારનાર (ઈન્સ્યોરર)ના લાભમાં (તેના નામનું) હશે તે સિવાયના દરેક 'ટ્રાન્સફર' અગર 'એસાઇનમેન્ટ'ના સંબંધમાં,—જ્યાં સુધી મજકુર 'ટ્રાન્સફર'ની અગર 'એસાઈનમેન્ટ'ની લેખિત ખબર (નોટીસ), તથા તે ખબર (નોટીસ) સાથે કાંતો મજકુર અસલ લખાણ (એન્ડોર્સમેન્ટ) અગર અસલ દસ્તાવેજ, અગર તો તે લખાણ અગર દસ્તાવેજની નકલ કે જેને—ફેરબદલો કરી આપનારે (ટ્રાન્સફર) અને જેને ફેરબદલો કરી આપેલ છે તેણે (ટ્રાન્સફરી), તે બંને વ્યક્તિઓએ અગર તો તે બંનેના કાયદેસર મુખત્યારે—તે સાચી નકલ હોવાનું પ્રમાણપત્ર (દાખલો) આપેલ છે

તેવી સહી સિક્કાવાળી નકલ—જ્યાં સુધી વીમા ઉતારનાર. ( ઇન્સ્યોરર )ને મળેલ નથી—ત્યાં સુધી તે વીમા ઉતારનારને મજકુર ફેરબદલો ( ટ્રાન્સ્ફર ) અગર સ્વત્વાર્પણ ( એસાઈનમેન્ટ ) બંધનકર્તા થશે નહિ અને ત્યાં સુધી તેવી પોલીસી ( વીમાખત )ની રકમ માટે અગર તો તે 'પોલીસી'ની જામીનગીરી ઉપર ધીરેલા નાણા માટે દાવો માંડવાનો 'ટ્રાન્સ્ફરી'ને ( જેને ફેરબદલો કરી આપેલ છે તેને ) અગર 'એસાઇની'ને ( જેને સ્વત્વાર્પણ કરી આપેલ છે તેને ), અગર તેના કાયદેસરના વારસોને કોઇને કાંઈપણ હક્ક પ્રાપ્ત થશે નહિ.

પરંતુ જો વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )ને તેના કામકાજના બ્રીટીશ હિંદમાં એકથી વધારે મથક હશે તો સદહુ 'નોટીસ' ( ખબર ) ફક્ત 'પોલીસી'માં તે હેતુ માટે દર્શાવેલા બ્રીટીશ હિંદમાંના શીરનામેજ, અગરતો તેના કામકાજના બ્રીટીશ હિંદમાંના મુખ્ય મથકેજ પહોંચાડવામાં આવશે.

( ૩ ) 'પોલીસી'માં હિતધરાવનાર સખશોની અંદરો અંદર,—'ટ્રાન્સ્ફર' ( ફેરબદલા )ની અગર 'એસાઈનમેન્ટ' ( સ્વત્વાર્પણ )ની રૂઈએના તમામ દાવાઓ ( ક્લેઈમ )માં અગ્રતા ( તેમની પસંદગીનો ક્રમ—'પ્રાયોરીટી' ), પેટાકલમ (૨) માં દર્શાવેલી ખબર ( નોટીસ ) વીમાઉતારનારને જે તારીખે મળી હશે તે મુજબ—તે તારીખોના આધારે—નક્કી કરવામાં આવશે; અને વળી જ્યાં ફેરબદલા અગર સ્વત્વાર્પણના એકથી વધારે દસ્તાવેજ થયા હશે ત્યાં મજકુર દસ્તાવેજ

અન્વયેના દાવાઓ ( ક્લેઇમ્સ–માગણીઓ )નો ક્રમ–અગ્રતા–( પ્રાયોરીટી ) પેટાકલમ (૨) માં જણાવેલી 'નોટીસ' જે ક્રમમાં મળી હશે તે મુજબ તેના આધારે–દાવાઓનો ક્રમ પણ નક્કી થશે.

(૪) પેટા કલમ (૨)માં જણાવેલી 'નોટીસ' તેને પહોંચતા, વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે), મજકુર 'ટ્રાન્સ્ફર' (ફેરબદલો) અગર 'એસાઈનમેન્ટ' (સ્વત્વાર્પણ) થયા હોવાની હકીકતની, તથા તેની તારીખની, તથા 'ટ્રાન્સ્ફરી'ના (જેને ફેરબદલો કરી આપવામાં આવ્યો છે તેના) અગર 'એસાઇની'ના ( જેને સ્વત્વાર્પણ કરી આપવામાં આવેલ છે તેના ) નામની નોંધ, તેણે કરવી પડશે; અને જે માણસે 'નોટીસ' આપી હતી તેની અગર 'ટ્રાન્સ્ફરી' અગર 'એસાઇની'ની વિનંતિથી, એક રૂપીઆથી વધુ નહિ તેટલી રકમની ફી લઈને, વીમા ઉતારનારે, મજકુર 'નોટીસ' પહોંચ્યાની લેખી પહોંચ આપવી પડશે; અને તેવી કોઇપણ પહોંચ, જેની સાથે જે પહોંચ સંબંધ ધરાવે છે તે 'નોટીસ' વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ને યોગ્ય રીતે મળી છે તે બાબતનો વીમા ઉતારનાર વિરૂદ્ધ નિર્ણયાત્મક પુરાવા લેખાશે,

(૫) પેટા કલમ (૨)માં જણાવેલી ખબર 'નોટીસ' ઉતારનારને મળ્યા તારીખથી, મજકુર 'નોટીસ'માં જે 'ટ્રાન્સફરી' અગર 'એસાઇની'નું નામ હશે તે માણસનેજ ફેરબદલા (ટ્રાન્સ્ફર) અગર સ્વત્વાર્પણ (એસાઇનમેન્ટ)ની શરતોને આધીન રહીને વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે), ફક્ત તે 'ટ્રાન્સ્ફરી' અગર 'એસાઈની'નેજ પોલીસી રૂઇએના લાભ મેળવવાના

હકદાર સખશ તરીકે સ્વીકારવો પડશે; અને મજકુર ફેરબદલા અગર સ્વત્વાર્પણુની તારીખે, અસલ માલિક ('ટ્રાન્સફરર' અગર 'એસાઇનર') જે જે જવાબદારીઓને અને જે જે ન્યાયપુરઃસરની માગણીઓ (ઇકવીટીઝ)ને આધીન હતો તે તે દરેક જવાબદારી અને માગણીને તે સખશે ('ટ્રાન્સફરી' અગર 'એસાઇની'એ) આધીન રહેવું પડશે; અને તે સખશ અસલ માલિક ('ટ્રાન્સફરર' અગર એસાઇનર)ની સંમતિ લીધા સિવાય અગર તેને તેવા કામમાં પક્ષકાર તરીકે સામેલ રાખ્યા સિવાય, પોલીસી સંબંધેના કોઇપણ કાયદેસર ઇલાજો પોતે જાતે જ લઇ શકશે અને તેવા કામ ચલાવી શકશે.

(૬) આ કાયદો અમલમાં આવતા પહેલાં કરેલા 'ટ્રાન્સફર'ના અગર તેવા 'એસાઇનમેન્ટ'ની રૂઇએના જીંદગીના વીમાની પોલીસીના જે કાંઇ હક્ક અને ઇલાજ, 'એસાઇની' અગર 'ટ્રાન્સફરી'ને પ્રાપ્ત થતા હશે તેમાં આ કલમના નિયમથી કાંઇપણુ ફેરફાર (અસર) થશે નહિ.

(૭) જે સખશની જીંદગીનો વીમો ઉતરાવવામાં આવ્યો છે તેની હયાતિમાં જો કોઇ ખાસ નિર્દિષ્ટ કરેલ અમુક બનાવ બને તો, મજકુર 'એસાઇનમેન્ટ' બીન અમલી ('ઈન ઓપરેટીવ' રદ) થશે તેવી શરતવાળુ, અગર તો તેવો ઉપર જણાવેલ બનાવ તેની હયાતિમાં બનતાં 'પોલીસીના' હક્ક હિત 'એસાઈની' (જેને સ્વત્વાર્પણ કરી દેવામાં આવેલ છે તેને ન મળતાં કોઈ બીજા સખશને તે હક્ક હિત મળશે તેવી શરતવાળું, કોઈના લાભમાં કરેલું 'એસાઈનમેન્ટ' (સ્વત્વાર્પણુ), અને કોઈ એક અગર વધારે 'સર્વાઇવર' (વીમો ઉતરાવ-

નારના મરણ વખતે બાકીના હયાત માણસ)ના લાભનું 'એસાઇનમેન્ટ'–, કોઇપણ કાયદો અગર કાયદાનું સામર્થ્ય ધરાવનાર કોઇપણ શિરસ્તો તેવા શરતી 'એસાઇનમેન્ટ'ની વિરૂદ્ધ હશે તે છતાં,—તે કાયદેસરનું 'એસાઇનમેન્ટ' લેખાશે.

આ કલમથી એક ઘણોજ અગત્યનો સુધારો સ્પષ્ટ રીતે રજુ કરવામાં આવેલ છે. 'મહોમેડન–લૉ' ( મુસલમાનોને લગતા કાયદા) વિગેરેમાં શરતી બક્ષીસ–ભવિષ્યમાં અમલમાં આવતી બક્ષીસ' વિગેરે સંપૂર્ણ અને કાયદેસરની લેખાતી નથી અને તેથી આવી શરતવાળાં 'એસાઇનમેન્ટ' તે કાયદા અનુસાર કાયદેસર ગણાય નહિ. પરંતુ આ કલમથી–તે કાયદો અગર બીજો ગમે તે કાયદો તેવા શરતી એસાઇનમેન્ટની વિરૂધ્ધ હોય છતાં કોર્ટ તો તેવા એસાઇનમેન્ટને સંપૂર્ણ અને કાયદેસર લેખી હુકમનામું કરી આપશે તેમ સ્પષ્ટ જણાવે છે. ( સને ૧૯૩૯ ઓલ ઇન્ડીયા રીપોર્ટર. અલ્લાહબાદ ૭૪૪ સાદીકઅલી વિ. ઝહીદાબેગમ. )

## ૩૯

પોલીસી ધરાવનારે 'નોમીનેશન' કરવા બાબત }

(૧) પોતાની જીંદગી ઉપરની, જીંદગીના વીમાની પોલીસી ધરાવનાર, કે જે–'પોલીસી' ( વીમાખત ) રૂઇએના લાભનો કુલ સ્વતંત્ર હકદાર (એબ્સોલ્યુટ એસાઇની ) નથી, તે સખશ 'પોલીસી' ઉતારવામાં આવે ત્યારે ( ડેઇટ ઓફ ઇફેકટીંગ ધી પોલીસી ) અગર તે પોલીસી પાકે તે પહેલાં ગમે તે વખતે, એક અગર વધુ સખશોને નોમીનેટ કરી શકશે; કે જેને અગર જેમને, જો

તે વીમો ઉતરાવનારનું મરણ થાય તો પોલીસીના નાણા મળી શકશે.

(૨) એવું કોઇપણ ' નોમીનેશન ' જ્યાંસુધી તે, કાંતો અસલ ' પોલીસી 'માં લખેલા બીજા મજકુરની સાથેજ દર્શાવેલું નહિ હશે, અગર તો જ્યાંસુધી પોલીસીની ઉપર લખાણ ( ઍન્ડોર્સમેન્ટ ) કરીને તથા તે લખાણવાળી પોલીસી વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને પહોંચાડીને અને ' પોલીસી ' સંબંધીના દફતરમાં તેની નોંધણી કરીને તે નોમીનેશન કરાવેલું નહિ હશે, ત્યાં સુધી સદહું નોમીનેશન અમલમાં આવી શકશે નહિ. વળી તેવું કોઇપણ 'નોમીનેશન', તે પોલીસીના નાણા પાકે તે પહેલાં કોઈપણ વખતે, લખાણ (એન્ડોર્સમેન્ટ) થી અગર બીજા વધારાના લખાણથી અગર વીલથી રદ થઇ શકશે, અગર તેમાં ફેરફાર થઈ શકશે પણ જ્યાંસુધી વીમા ઉતારનારને 'નોમીનેશન' આવી રીતે રદ કર્યાની અગર તેમાં આવો ફેરફાર કર્યાની કાંઇ લેખી નોટીસ આપવામાં આવી નહિ હોય ત્યાં સુધી, તેણે શુદ્ધ બુદ્ધિથી પોલીસીની અંદર દર્શાવેલા અગર તો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ના દફતરે નોંધાયલા કોઇપણ 'નોમીની'ને (જે સખશનું નામ હકદાર તરીકે આપવામાં આવેલ છે તેને ) પોલીસીની રૂઇએ જે કાંઇ નાણા ચુકવ્યા હશે તે માટે તે જવાબદાર રહેશે નહિ.

(૩) મજકુર ' નોમીનેશન' કર્યાની, અગર તેવું 'નોમીનેશન' રદબાતલ કર્યાની, અગર તેમાં કરેલા ફેરફારની, નોંધ કરવામાં આવેલ છે તે બાબતની લેખી પહોંચ, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) પોલીસી ધરાવનારને આપશે; પણ તેવા

'કેન્સેલેશન' (રદ બાતલ કરવાની) અગર ફેરફારની નોંધણી માટે રૂા. ૧) થી વધુ નહિ તેટલી ફી વીમા ઉતારનાર લઇ શકશે.

(૪) કલમ ૩૮ મુજબ કરવામાં આવેલ 'પોલીસી'ના 'ટ્રાન્સફર' (બદલો) અગર 'એસાઇનમેન્ટ' (સ્વત્વાર્પણ) થી 'નોમીનેશન' આપોઆપ રદ થશે.

(૫) જ્યારે, જે માણસની જીંદગીનો વીમો ઉતારવામાં આવ્યો છે તે માણસની હયાતિ દરમીઆન જ પોલીસીના નાણા પાકે ત્યારે, અગર જ્યારે એક અગર વધુ—જે હોય તે તમામ 'નોમીનીઝ' (જેમનું નામ હકદાર તરીકે આપવામાં આવ્યું હોય તે)—પોલીસીના નાણા પાકે તે પહેલાં ગુજરી ગયા હોય ત્યારે, પોલીસીના નાણા પોલીસી ધરાવનારને અગર તેના વારસને અગર તેના કાયદેસરના પ્રતિનિધિ અગર પ્રતિનિધિઓને અગર તેનું વારસા—સર્ટીફીકેટ ધરાવનાર માણસને,—જે હોય તેનેજ તે નાણા મળી શકશે.

(૬) જેની જીંદગીનો વીમો ઉતારવામાં આવ્યો છે તે માણસ જો તેની પાછળ એકજ 'નોમીની' (જેનું નામ હકદાર તરીકે આપવામાં આવેલ છે તે)ને, અગર જ્યારે એકથી વધુ 'નોમીનીઝ' હોય ત્યારે તેમાંના એક અગર વધુ 'નોમીનીઝ'ને મૂકી ગુજરી જાય તો પોલીસીના નાણા તેવા પાછળ રહેલા (સર્વાઇવર) 'નોમીની' (હકદાર) અગર 'નોમીનીઝઝ'ને મળશે.

(૭) સને ૧૮૭૪ના પરિણીત સ્ત્રીઓની મિલ્કતને લગતા કાયદાની કલમ—૬ જે જીંદગીના વીમાની પોલીસીને લાગુ પડે છે તે કોઇ પોલીસીને આ કલમના નિયમો લાગુ પડશે નહિ.

## દલાલોની હકસાઈ અગર દસ્તૂરી (કમીશન), વળતર (રીબેટ) અને લાયસન્સ બાબત-

(કલમ ૪૦ થી ૪૪)

### ૪૦

કામકાજ મેળવવા માટે હકસાઈ તરીકે અગર બીજી રીતે નાણા ન આપવા બાબત.

(૧) આ કાયદો અમલમાં આવ્યા તારીખથી છ મહીના પૂરા થયા પછીથી, કોઇપણ સખશ,–વીમા દલાલ (ઇન્સ્યોરન્સ–એજન્ટ) સિવાય, અગર તો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ના વતીથી કામ કરનાર માણસ કે જે વીમાના કામકાજ માટે વીમા દલાલોને રાખે છે તે સિવાય બીજા કોઇપણ સખશને હિંદુસ્થાનમાં વીમાનું કામકાજ મેળવવા માટે અગર તેવા કામકાજની માગણી કરવા માટે હકસાઇ તરીકે અગર બીજી રીતે કાંઇપણ મહેનતાણું અગર ઇનામ આપશે નહિ અગર આપવાનો કરાર કરી શકશે નહિ.

(૨) કોઇપણ વીમાદલાલ—(ઇન્સ્યોરન્સ–એજન્ટ)ને–જીંદગીના વીમાના કામકાજની બાબતમાં,–હકસાઇ તરીકે અગર મહેનતાણા તરીકે કોઇપણ રીતે, તેની મારફત ઉતારેલી પોલીસી અગર કોઇપણ પોલીસી અગર પોલીસીઓ અંગે પહેલા વર્ષનું જે પ્રીમ્યમ આપવાનું આવે તેના ચાલીસ ટકાથી વધુ રકમ, અને રીન્યુઅલ (વાર્ષિક) પ્રીમ્યમના પાંચ ટકાથી વધુ રકમ—તેને મળી શકશે નહિ અગર તેવી વધુ રકમ લેવાનો કરાર તે કરી શકશે નહિ.—અને વીમાના બીજા કોઇપણ વર્ગના કામકાજમાં પ્રીમ્યમના પંદર ટકાથી વધુ રકમ તેને

મળી શકશે નહિ અગર તેવી વધુ રકમ લેવાનો કરાર તે કરી શકશે નહિ.

(૩) પરંતુ કોઈપણ સખશ, કે જે આ કાયદાના નિયમો અનુસાર " વીમાદલાલ " (ઇન્સ્યોરન્સ–એજન્ટ) હોય કે ન હોય–તે છતાં–તેને અગર તેના ગુજર્યાબાદ તેના વારસને સને ૧૯૩૭ના જાન્યુઆરીની ૨૭ મી તારીખ પહેલાં હસ્તી ધરાવતા કોઈ પણ કરારની રૂઇએ, તે તારીખ પહેલાં તેની મારફત ઉતરાવવામાં આવેલા વીમાના કામકાજ સંબંધમાં જે કાંઈ 'ગ્રેચ્યુઈટી' અગર રીન્યુઅલ–કમીશન (વાર્ષિક પ્રીમ્યમ પરની દલાલી) મળે તેમાં આ કલમના કોઈપણ નિયમનો બાધ આવશે નહિ.

### ૪૧

વળતર (રીબેટ) ની બંધી — ૧ હિંદુસ્થાનની અંદરની કોઇ-પણ જીંદગી અંગેના, અગર હિંદુસ્તાનમાંની કાંઇપણ માલમિલ્કત અંગેના, કોઇપણ પ્રકારના જોખમ બાબતનો વીમો ઉતરાવવાના અગર તેવો વીમો ફરી ચાલુ (રીન્યુ) કરાવવાના ઉત્તેજન (પ્રોત્સાહન–લાલચ) ખાતર કોઈપણ સખશને, કોઈપણ માણસ, તેને મળતા આખા 'કમીશન'નું અગર તેના વત્તા ઓછા કાંઇપણ ભાગનું વળતર (રીબેટ), અગર પોલીસીમાં બતાવ્યા મુજબના પ્રીમ્યમ ઉપર કાંઈપણ વળતર (રીબેટ), સીધી યા આડકતરી રીતે, આપી શકશે નહિ અગર તેવું વળતર આપવાનો કરાર કરી શકશે નહિ. તેમજ તેવી પોલીસી ઉતરાવનાર સખશ અગર ફરી ચાલુ (રીન્યુ) કરાવનાર

સખશ તેવું વળતર સ્વીકારી શકશે નહિ. પરંતુ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ના પ્રસિદ્ધ થયેલા પ્રોસ્પેકટસ (નિવેદન પત્ર) અગર કોષ્ટકોમાં જણાવ્યા મુજબનું વળતર (રીબેટ) આપી શકાશે.

(૨) જે કોઈપણ સખશ આ કલમના નિયમનો ભંગ કરશે તે રૂ. ૧૦૦) સો રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે, પરંતુ જો તેવો ભંગ કરનાર સખશ પોલીસી ઉતરાવનાર અગર ફરી ચાલુ (રીન્યુ) કરાવનાર વ્યક્તિ હશે તો તેનો ફક્ત રૂ. ૫૦) પચાસ રૂપીઆ સુધીનો દંડ થશે.

## ૪૨

**વીમા દલાલને આપવામાં આવતા 'લાયસન્સ' બાબત**

(૧) વીમા વ્યવસ્થાપકને અગર વીમા વ્યવસ્થાપકે બીજા જે કોઈ અમલદારને આ બાબતમાં સત્તા આપી હશે તેને, જો કોઇપણ સખશ આ કલમ અનુસાર અરજી કરશે અને તે અરજદારને નીચે જણાવેલી કોઇ પણ ગેરલાયકાત હશે નહિ, તો ઠરાવેલી પદ્ધતિ અનુસાર અને ઠરાવેલી ફી જે રૂ. ૧) એક રૂપિઆથી વધુ નહિ હોય–તે લઇને–તેને વીમાનું કામકાજ મેળવવા માટેના 'વીમાદલાલ' તરીકે કામ કરવાનું 'લાયસન્સ' ( પરવાનગી પત્ર ) વીમાવ્યવસ્થાપકે આપવું પડશે.

(૨) આ કલમ નીચે જે સખશને લાયસન્સ મળ્યું હશે તે લાયસન્સ ધરાવનાર સખશ કોઈપણ નોંધાએલ વીમા ઉતારનાર ( રજીષ્ટર્ડ ઈન્સ્યોરર )ના વીમા દલાલ ( ઇન્સ્યોરન્સ-એજન્ટ ) તરીકે કામ કરી શકશે.

(૩) આ કલમ નીચે આપવામાં આવેલ લાયસન્સ દરેક વર્ષની ૩૧ મી માર્ચે ખત્મ થશે; પરંતુ જો અરજદારમાં નીચે જણાવેલી કોઈ પણ ગેરલાયકાત હશે નહિ તો દરેક વરસે રૂા. ૧) ફીનો લઈને લાયસન્સ ફરીને કાઢી આપવામાં આવશે 'રીન્યુ' કરી આપવામાં આવશે.

(૪) ઉપર જણાવેલી ગેરલાયકાત નીચે મુજબની છે:-

(अ) અરજદાર સગીર છે.

(ब) જો યોગ્ય હકુમત ધરાવનાર કોર્ટને તે અસ્થિર મગજનો માલુમ પડયો હશે;

(क) જો તેને યોગ્ય હકુમત ધરાવનાર કોર્ટે ઉચાપતના, વિશ્વાસઘાતના અગર છેતરપિંડીના ફોજદારી ગુન્હા બદલ દોષિત ઠરાવ્યો હશે; (અગર તો)

(ड) તે અરજદારને વીમાની કોઇપણ પોલીસી સંબંધીના, અગર તો કોઇ વીમા કંપનીને સમેટી લેવા સંબંધીના, ન્યાયના કાયદેસરના કામકાજમાં—અગર તો કોઇપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ના કામકાજની તપાસણી (ઈન્વેસ્ટીગેશન) દરમ્યાન એવું માલમ પડયું હોય કે કોઇપણ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) સામેના અગર કોઇ વીમો ઉતરાવનાર સખ્શ સામેના કોઇ પણ પ્રપંચ, અપ્રમાણિકતા, ખોટી રજુઆત અગર ગેર દોરવણી (મીસરીપ્રેઝેન્ટેશન) માટે તે દોષિત છે, અગર તેમાં તેણે જાણીજોઇને ભાગ લીધો છે અગર તે પ્રત્યે તેણે જાણીજોઇને આંખમીચામણા કર્યા છે—તેવું માલુમ પડશે તો;

(૫) જો વીમા વ્યવસ્થાપકને એમ માલુમ પડશે કે કોઇપણ વીમાદલાલ ઉપર દર્શાવેલી કોઈપણ ગેર લાયકાત

વાળો છે તો–તે બીજી જે કાંઈ નશ્યતને પાત્ર તે હોય તદ્ઉપરાંત–(અને તેને કોઇપણ જાતની કાંઇ અસર કર્યા વગર) વિશેષમાં, તેને આ કલમ અનુસાર મળેલું લાયસન્સ વીમા-વ્યવસ્થાપકે રદ કરવું પડશે. વળી જો કોઈપણ વીમા દલાલ જાણીબુજીને આ કાયદાના કોઈપણ નિયમનો ભંગ કરશે તો પણ વીમાવ્યવસ્થાપક (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઈન્સ્યોરન્સ) તેનું લાયસન્સ (પરવાનગી પત્ર) રદ કરી શકશે.

ઉપરની પેટા કલમ (૨) ઉપરથી એમ ફલિત થાય છે કે વીમાદલાલને દરેક કંપની માટે જુદા પરવાનગીપત્ર (લાયસન્સ)ની જરૂર નથી; જો તે દલાલ, નોંધાયેલ દલાલ હોય અને તેને પરવાનગીપત્ર મળ્યું હોય તો તે એકથી વધુ વીમાકંપની માટે પણ કામ કાજ કરી શકશે. પરંતુ તેવી કંપનીઓ પોતપોતાના નિયમો કરી આવું કામકાજ કરવાની બંધી અલબત ફરમાવી શકે છે.

જો કોઈપણ વીમાદલાલને એમ લાગે કે ઉપર પેટાં કલમ–(૫)માં દર્શાવ્યા મુજબનો હુકમ કરવામાં વીમાવ્યવસ્થાપક વ્યાજબી ન હતો તો તે ઉપર કલમ ૧૧૦ સી. મુજબ કોર્ટને અપીલ કરી શકાય છે.

## ૪૩

વીમાદલાલોનું દફ્તર અગર પત્રક

(૧) દરેક વીમા ઉતારનારે (ઈન્સ્યોરરે) અને વીમા ઉતારનાર વતી કામ કરનાર સખશ કે જે પરવાનગીપત્ર (લાયસન્સ) ધરાવનાર વીમાદલાલોને રોકે છે (નોકરીમાં પગારથી યા કમીશનથી રાખે છે) તેણે, તેના નીમેલા પરવાનગી પત્ર (લાયસન્સ) ધરાવતા દરેક વીમાદલાલના નામ અને ઠેકાણા, તથા જે તારીખથી તેમની નિમણુંક થઈ તે તારીખ,

તથા જો તેમની નિમણુંક (કામગીરી) બંધ થઇ હોય તો તે બંધ કર્યા તારીખ, તે તમામ વસ્તુઓ દર્શાવતું એક પત્રક તેમણે દરેકે રાખવું પડશે.

(૨) કોઇપણ સખશ કે જે કલમ-૪૨-મુજબ કાઢવામાં આવેલ લાયસન્સ (પરવાનગીપત્ર) ધરાવતો નથી છતાં વીમા દલાલ (ઈન્સ્યોરન્સ એજન્ટ) તરીકે જે કામ કરે છે તે રૂ. ૫૦) પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે. અને જો કોઇ પણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) અગર વીમા ઉતારનાર વતી કામ કરનાર કોઈપણ માણસ, આવું પરવાનગીપત્ર (લાયસન્સ) ન ધરાવનાર કોઇપણ વ્યક્તિને વીમા દલાલ તરીકે નીમશે, અગર તેવી કોઈ પણ વ્યક્તિ મારફત હિંદુસ્થાનની અંદર

વીમાનું કાંઇપણ કામકાજ કરશે, તે રૂા. ૧૦૦) સો રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

(૩) પેટા કલમ (૨)નો નિયમ આ કાયદો અમલમાં આવ્યા તારીખથી છ માસ પૂરા થાય નહિ ત્યાં સુધી અમલમાં આવશે નહિ.

## ૪૪

હકસાઈ (કમીશન) આપતા અટકવાની બંધી } કલમ ૪૨ મુજબનું પરવાનગાપત્ર (લાયસન્સ) ધરાવનાર વીમાદલાલ (ઇન્સ્યોરન્સ એજન્ટ) અને કોઇપણ સખશ વચ્ચે તે દલાલનું રીન્યુઅલ કમીશન (વાર્ષિક પ્રીમ્યયમની હકસાઈ) અટકાવવાનો, બંધ કરવાનો, કે જપ્ત કરવાનો ગમે તેવો કરાર હશે તે છતાં વીમાદલાલે (ઇન્સ્યોરન્સ એજન્ટે) હિંદુસ્થાનની અંદર કરેલા જીંદગીના વીમાના કામકાજના સંબંધમાં ફક્ત 'એજન્ટ'નો કરાર પૂરો થવાના કારણેજ, કરારની રૂઇએનું દલાલનું રીન્યુઅલ (વાર્ષિક) પ્રીમ્યમ ઉપર લેણું પડતું કમીશન (દસ્તુરી–હકસાઇ) આપવાની. વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ના પાડી શકશે નહિ. પરંતુ જો તેની આડત (એજન્સી) છળ કપટ અંગે બંધ કરવામાં આવી હશે તો દસ્તુરી (કમીશન) અટકાવી શકાશે,–બંધ થઇ શકશે.

પરંતુ તેવા વીમાદલાલે જો તે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ની તેના એકલાનીજ–દસ વર્ષ સુધી ચાલુ નોકરી (સેવા) કરી હશે, અને વળી દલાલ (એજન્ટ) તરીકે કામ કરવું બંધ કર્યા પછી તે બીજા કોઇ વીમા ઉતારનાર માટે વીમાનું કામકાજ સીધી યા આડકતરી રીતે મેળવતો નહિ હોય, યા તેવી માગણી કરતો નહિ હોય, તોજ ઉપર મુજબ તેની હક-

સાઈ (કમીશન) નહિ અટકાવી શકાય (હકસાઇ ચાલુ રાખવી પડશે.)

## કાયદાના ખાસ (વિશિષ્ટ) નિયમો.

### ૪૫

બે વર્ષ પછી ખોટી રજુઆત (ફોલ્સ સ્ટેટમેન્ટ)ના કારણે પોલીસી સામે વાંધો લઈ શકાશે નહિ.

આ કાયદો અમલમાં આવ્યા તારીખ પહેલાં જીંદગીના વીમાની જે 'પોલીસી' ઉતારવામાં આવી હોય તે 'પોલીસી' બાબતમાં આ કાયદો અમલમાં આવ્યા તારીખથી બે વર્ષ પૂરા થયા પછીથી,–અને આ કાયદો અમલમાં આવ્યા તારીખ પછીથી જીંદગીના વીમાની જે 'પોલીસી' ઉતારવામાં આવી હોય તે 'પોલીસી'ની બાબતમાં, તે 'પોલીસી' ઉતાર્યા તારીખથી બે વર્ષ પૂરા થયા પછીથી,–વીમા માટેની દરખાસ્તના પત્રક (પ્રપોઝલ)માં, અગર તો વૈદ્યકીય અમલદાર (ડોકટર)ના, 'રેફ્રી'ના, અગર તો વીમો ઉતરાવનારના મિત્રના,–કોઈના નિવેદન (રીપોર્ટ)માં, અગર બીજા કોઈ દસ્તાવેજ કે જે 'પોલીસી' નિકાલવામાં કારણભૂત હોય તે દસ્તાવેજમાં, કયાંઈ પણ કરેલું 'સ્ટેટમેન્ટ' (જણાવેલી હકીકત) ખોટું હતું અગર બરોબર ન હતું તે કારણે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) તે પોલીસી સામે વાંધો લઈ શકશે નહિ. (પોલીસી નિર્વિવાદ બનશે.)

પરંતુ જો મજકુર ખોટું 'સ્ટેટમેન્ટ' મુદ્દાની બાબત પરત્વેનું, અને પોલીસી ધરાવનારાએ પ્રપંચથી કરેલું હોય,

અને જ્યારે તેણે તે 'સ્ટેટમેન્ટ' આપ્યું ત્યારે જો વીમાખત ધરાવનાર (પોલીસી હોલ્ડર) તે જાણતો હોય કે તે ખોટું હતું તો તે સામે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) વાંધો લઈ શકશે.

આ કાયદો સને ૧૯૩૯ ના જુલાઇની ૧ લી તારીખથી અમલમાં આવેલ છે, અને તેથી તે પહેલાંની જુની તમામ પોલીસીઓ-કલમની પાછળના અપવાદ (પ્રોવીઝો) માં બતાવ્યા સિવાયની બાબતોમાં-તા. ૧-૭-૪૧ ના રોજ મજકુર હકીકતોના વાંધા પૂરતી નિર્વિવાદ લેખાશે; તેવા વાંધા ચાલી શકશે નહિ.

૪૬

બ્રીટીશ હિંદમાં નિકાલેલી 'પોલીસી'ને બ્રીટીશ હિંદનો કાયદો લાગુ પડશે.

આ કાયદો અમલમાં આવ્યા પછીથી, બ્રીટીશ હિંદમાં કરેલા વીમાના કામકાજના સંબંધમાં કોઈ પણ વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) કાઢેલી વીમાખત ધરાવનાર (પોલીસી હોલ્ડર) કોઈ પણ સખશને,-મજકુર વીમાખતમાં અગર તે અંગેના કોઇ કરારમાં તે વિરૂદ્ધની કાંઇપણ વસ્તુ હોય તે છતાં-તે વીમાખત (પોલીસી)ના કાંઇ પણ નાણા બ્રીટીશ હિંદમાં જ મેળવવાનો, તથા 'પોલીસી' (વીમાખત) બાબતની કાંઇપણ દાદ માટે બ્રીટીશ હિંદમાંની યોગ્ય હકુમતવાળી કોઇપણ કોર્ટમાં દાવા કરવાનો હક્ક રહેશે. અને જો બ્રીટીશ હિંદમાં દાવો લાવવામાં આવશે તો તેવા કોઇપણ વીમાખત (પોલીસી)ના સંબંધમાં જો કાંઇપણ કાયદાનો પ્રશ્ન ઉભો થશે તો બ્રીટીશ

હિંદમાં અમલ ધરાવતા કાયદા અનુસાર જ તેનો નિર્ણય કરવામાં આવશે.

## ૪૭

કોર્ટમાં નાણાં ભરી દેવા બાબત } (૧) જ્યારે જીંદગીના વીમાની કોઈપણ પોલીસી કે જેના નાણાં પાકે છે તે પોલીસીના સબંધમાં, પોલીસીના નાણા બાબતમાં વિરૂદ્ધના દાવાઓ ( વિરોધી માગણીઓ–કોન્ફલીકટીંગ કલેઇમ્સ ) આવેલ હોવાથી અગર તો તે નાણાની માલિકી કોની છે તેની સાબિતીના અસંતોષના કારણે, અગર તો બીજા કોઈ યોગ્ય કારણસર, વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )ના અભિપ્રાય મુજબ તે વીમાખત ( પોલીસી )ના નાણા આપ્યા બાબતની સંતોષકારક પહોંચ ( ડીસ્ચાર્જ ) મેળવવાનું વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર ) માટે અશકય લાગે ત્યારે, તેણે; 'પોલીસી' પાકયા તારીખથી નવ માસ પૂરા થાય તે પહેલાં —અગર જ્યાં એવા સંયોગો હોય કે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર ) મજકુર 'પોલીસી' પાકયાની હકીકતનો માહિતગાર તુરત જ બની શકે નહિ. ત્યાં વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને મજકુર 'પોલીસી' પાકયાની ખબર ( નોટીસ ) આપ્યા તારીખથી નવ માસ પૂરા થાય તે પહેલાં,—વીમાખત ( પોલીસી )ની શરતોની રૂઇએ અગર બીજી રીતે મજકુર રકમ જે સ્થળે આપવાની છે તે સ્થળ જે કોર્ટની સ્થાનિક હકુમતમાં આવેલ હશે તે કોર્ટને સદહું વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) મજકુર રકમ કોર્ટમાં ભરવા માટે અરજી આપવી પડશે.

(૨) તેવા (ઉપર દર્શાવ્યા મુજબના) કાંઇપણ નાણા આપ્યાની કોર્ટ તરફથી મળેલી પહોંચ, સદહુ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) માટે મજકુર રકમ ચુકવ્યા બાબતની સંતોષકારક પતાવટ લેખાશે.

(૩) કોર્ટમાં આ કલમ અનુસાર નાણા મુકવા બાબતની મંજુરીની અરજી નીચે વીમા–ઉતારનાર (ઈન્સ્યોરર)ના મુખ્ય અમલદારની સહી જોઈશે અને તેની સાથે તેના સમર્થનમાં તેણે એક સોગંદનામું રજુ કરવું પડશે, અને તેમાં નીચે મુજબની વિગત રજુ કરવી પડશે :—

(अ) જેનો વીમો ઉતાર્યો છે તે સખશનું નામ અને શીરનામું;

(ब) જો વીમો ઉતરાવનાર સખશ ગુજરી ગયો હોય તો તેના મરણની તારીખ તથા સ્થળ;

(क) વીમાખત (પોલીસી)નો પ્રકાર, અને તે અંગે લેણી પડતી રકમ;

(ड) દરેક દાવેદાર ( ક્લેઇમન્ટ)ના નામ અમે શીરનામા–વીમા–ઉતારનાર (ઇન્સ્યોરર) જાણતો હોય તે મુજબના–તેને મળેલી દાવાની (માગણીની) દરેક ખબર ( નોટીસ ) ની વિગતો સાથે;

(इ) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ના અભિપ્રાય મુજબ, મજકુર રકમ ચુકવ્યા બાબતની સંતોષકારક પહોંચ શા માટે મળી શકતી નથી તેના કારણો; અને—

(फ) કોર્ટમાં ભરેલી રકમની વ્યવસ્થા સંબંધીના કાંઇપણ

કાયદેસરના કામકાજ અંગેની ખબર (નોટીસ) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને જે શીરનામે મોકલાવવાની હોય તે શીરનામું.

(૪) જો વીમો ઉતરાવનાર માણુસની હયાતિમાંજ વીમાના નાણુા પાકે તો વીમો ('પોલીસી') પાકયા તારીખથી છ માસ પૂરા થાય તે પહેલાં; અગર તો વીમો ઉતરાવનાર સખશ ગુજરી જતાં જે 'પોલીસી' પાકે છે તેના સંબંધમાં તે માણુસ ગુજરી ગયા બાબતની ખબર (નોટીસ) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને મળે તે તારીખથી છ માસ પુરા થાય તે પહેલાં કોર્ટને આ કલમ અનુસારની અરજી વીમા ઉતારનાર કરી શકશે નહિ.

(૫) જો કોર્ટને એમ લાગશે કે નાણુા ચુકવ્યા બાબતની સંતોષકારક પહોંચ (ડીસ્ચાર્જ) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને બીજી રીતે મળી શકે તેમ નથી, તો તે રકમ કોર્ટમાં ભરવાની કોર્ટ તેને મંજુરી આપશે અને તે રકમનો છેવટનો નિકાલ થાય ત્યાંસુધી કોર્ટે તે નાણું સરકારી જામીનગીરીઓમાં રોકવાં જોઇશે.

(૬) પેટા કલમ (૩) રૂઇએની અરજી કર્યા પછીથી વીમા ઉતારનાર (ઇન્સ્યોરર ઉપર દાવાની ( કલેઇમની–માગણીની ) જે જે નોટીસ આવે તે તે તેણે કોર્ટને મોકલી આપવી પડશે અને કોર્ટમાં ભરેલા નાણુાની વ્યવસ્થાના સંબંધમાં, તે કામકાજના ખર્ચ તરીકે અગર બીજી રીતે કોર્ટ જે કાંઇ નાણુા માગે તે પેટા કલમ (૩) નીચેની અરજીના ખર્ચ તરીકે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને શીર રહેશે–(તેણે તે ખર્ચ ભોગવવું પડશે; બીજું ખર્ચ કોર્ટની મુન્સફી ઉપર રહેશે—

(૭) મજકુર રકમ કોર્ટમાં ભરાએલ છે તે બાબતની ખબર કોર્ટ દરેક દાવેદાર (કલેઇમન્ટ)ને આપશે; અને જો કોઈ દાવેદાર (કલેઇમન્ટ) તે નાણા પાછા લેવા-માટે અરજી કરશે તો તે અરજ કરનાર દાવેદારના ખર્ચે ઠરાવેલા (નક્કી કરેલા) દરેક દાવેદારને તેની ખબર આપવામાં આવશે.

(૮) કોર્ટમાં ભરેલી રકમ સંબંધીના જે જે દાવા (માગણી-કલેઇમ્સ) થયા હશે તેના નિકાલને લગતા તમામ પ્રશ્નોનો નિર્ણય કોર્ટ કરશે.

૪૮

વીમા ઉતારનાર કંપનીના ડીરેકટરો (વ્યવસ્થાપક) બાબત } જો વીમા ઉતારનાર સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર, અગર સને ૧૮૮૨ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર, અગર સને ૧૮૬૬ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર, અગર તે કાયદાદ્વારા રદ કરવામાં આવેલ કોઈપણ કાયદા અનુસાર સ્થપાએલી-કંપની હશે તો અને જો તે કંપની જીંદગીના 'વીમાનું' કામકાજ ચાલુ રાખતી હશે તો-કંપનીના ડીરેકટરોની આખી સંખ્યાના ¼ થી ઓછા નહિ તેટલા ડીરેકટરો—નિયત કરેલી લાયકાત ધરાવનારા કંપનીએ ઉતારેલી જીંદગીના વીમાની પોલીસી ધરાવનારાઓ પૈકીના હોવા જોઇસે-અને કંપનીએ ઉતારેલી જીંદગીના વીમાની 'પોલીસી' (વીમા ખત) ધરાવનારાઓ પૈકીના હોવા જોઇશે. અને કંપનીએ ઉતારેલી જીંદગીના વીમાની 'પોલીસી' ધરા-

નારાઓ ઠરાવેલી રીત અનુસાર તેઓને 'બોર્ડ ઓફ ડીરેકટર્સ ઓફ ધી કંપની" (કંપનીના વ્યવસ્થાપક મંડળમાં) ચુંટી કાઢશે.

(૨) પરંતુ આ કાયદો અમલમાં આવે તે તારીખે અસ્તિત્વ ધરાવતી કોઇપણ કંપનીની બાબતમાં–કાયદો અમલમાં આવ્યા તારીખથી એક વર્ષ પૂરૂં થાય ત્યાંસુધીમાં, અને આ કાયદો અમલમાં આવ્યા પછી જે કોઈ કંપની સ્થપાઇ છે તે કંપનીની બાબતમાં, જીંદગીના વીમાનું કામકાજ ચલાવવા માટે તે કંપનીની નોંધણી થાય તે તારીખથી બે વર્ષ પુરા થાય ત્યાં સુધીમાં, તે તે કંપનીને તે તે સમય દરમ્યાન આ કાયદો લાગુ પડશે નહિ.

૪૯

| | |
|---|---|
| નફાની વહેંચણી (ડીવીડન્ડ) માટેના અને બોનસ માટેના નિયમો. | કલમ ૨ પેટા કલમ (૯) પેટા વિભાગ અ (ii) અગર પેટા વિભાગ (બ) માં |

નિર્દિષ્ટ કરેલ કોઈપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કે જે જીંદગીના વીમાનું કામકાજ ચલાવે છે, તે વીમા ઉતારનારની ઇસ્કામત અને તેની જવાબદારીઓની હિસાબનીશ (એકચ્યુઅરી) વડે કિંમતની આકારણી (વેલ્યુએશન)ના પરીણામે જે વધારો નક્કી ઠરાવવામાં આવે તે વધારા સિવાય બીજા કશામાંથી–તેવા જીંદગીના વીમાના કામકાજ સંબંધમાં, તે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) વીમાખત ધરાવનારને (પોલીસી હોલ્ડર) ને કાંઇપણ બોનસ, અગર તો શેર ધરાવનારાઓને (શેર હોલ્ડર્સને) કાંઇપણ નફાની વહેંચણી (ડીવીડન્ડ) આપી શકશે નહિ, અગર આપવાનું જાહેર કરી શકશે નહિ.

૫૦

પોલીસી ડુબી જતાં ('લેપ્સ' થતાં) વીમો ઉતરાવનારને મળી શકે તે જુદાજુદા લાભની તેને ખબર આપવા બાબત

જીંદગીના વીમાની પોલીસી અંગેનું પ્રીમ્યમ જે તારીખે ભરવાનું હોય પણ ન ભરાણું હોય તે તારીખથી ત્રણ માસ પુરા થાય તે પહેલાં, વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) વીમાખત–ધરાવનારે[૨] (પોલીસી હોલ્ડર)ને તેને મળી શકતા જુદાજુદા લાભ (ઓપ્શન)ની ખબર આપતી 'નોટીસ' આપવી પડશે.

૫૧

દરખાસ્તપત્ર અને દાક્તરી અહેવાલની નકલ આપવા બાબત.

જો વીમાખત ધરાવનાર સખશ (પોલીસી હોલ્ડર), તેણે વીમા માટે ભરેલી દરખાસ્ત (પ્રપોઝલ)માં તેને પુછેલા સવાલોની તથા તેના તેણે આપેલા તમામ જવાબની સહીસિક્કાવાળી નકલ માટે અરજી કરશે અને એક રૂપીઆથી વધુ નહિ તેટલી ફી ભરશે તો વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) તેને તેવી સહી સિક્કાવાળી નકલ આપવી પડશે.

૫૨

વહેંચણીના સિદ્ધાન્ત પર રચાયેલા કામકાજની બંધી.

કોઇપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર), 'વહેંચણીના સિદ્ધાન્ત ઉપરનું કોઇપણ, કામકાજ' એટલે કે જેમાં વીમાખત (પોલીસી)ની રૂઇએ મળતા લાભ નિર્ણિત કરેલા–

ઠરાવેલા નથી પણ અમુક સમયમર્યાદાની અંદર જે જે વીમા ખત (પોલીસી)ના નાણા પાકે ('કલેઇમ' થાય) તે તે 'પો-લીસી' વચ્ચે અમુક રકમની વહેંચણીના પરિણામ ઉપર જેનો સંપૂર્ણ અગર વધતો ઓછો આધાર છે તેવો લાભ આપતું વીમાનું કામકાજ, અગર તો જેમાં વીમાખત (પોલીસી)ની રૂઇએ મળતા લાભ ઠરાવેલા નિર્ણિત કરેલા નથી, પરંતુ અમુક સમય મર્યાદાની અંદર જે જે વીમાખત (પોલીસી) પાકે છે ('કલેઇમ' થાય છે) તે તમામ વીમાખતની સંખ્યા ઉપર વીમાખત ધરાવનાર (પોલીસી હોલ્ડર)ને ભરવાના પ્રી-મ્યમની રકમનો સંપૂર્ણ અગર વધતો ઓછો આધાર છે તેવું વીમાનું કામકાજ—આ કાયદો અમલમાં આવ્યા તારીખ પછીથી તે (વીમા ઉતારનાર) શરૂ કરી શકશે નહિ, અગર તો તેવું (વહેંચણીના સિદ્ધાન્ત પર રચાયેલું વીમાનું) ચાલુ કામકાજ આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ત્રણ વર્ષ પછી તે (વીમા ઉતારનાર) જારી રાખી શકશે નહિ.

પરંતુ હિસાબનીશ મારફત થતી સામયિક આકારણીના મુલ્યાંકન (પીરીઓડીકલ વેલ્યુએશન)ના પરિણામે જીંદગીના વીમાના વીમાખત ધરાવનારાઓ (પોલીસી હોલ્ડર્સ)ને ભાગે પડતું બોનસ (લાભ) વીમાની રકમની સાથે મળવાના વધારા તરીકે (રીવર્ઝનરી એડીશન) અગર તો તુરતજ મળે તેવા રોકડા નફા (બોનસ) તરીકે અગર બીજી રીતે—તેવું બોનસ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) વહેંચે તેમાં આ કલમનો કાંઇપણ બાધ આવશે નહિ.

**વળી** આ કાયદો અમલમાં આવ્યા પછી જે વીમા-ઉતારનાર ( ઇન્સ્યોરર ) વહેંચણીના સિદ્ધાન્તનું ( તે સિદ્ધાંત ઉપર રચાયેલું ) વીમાનું કામકાજ કરશે, તે આ કાયદો અમલમાં આવ્યા પછીના દરેક વર્ષ કે જે વર્ષ દરમ્યાન આવું કામકાજ ચાલુ રાખવામાં આવેલ છે તે દરેક વર્ષ દરમ્યાન મળેલા પ્રીમ્યમના ચાલીસ ટકાથી ઓછી નહિ તેટલી રકમની વહેંચણી તે કરી શકશે નહિ અને તે રીતે અટકાવેલી તે રકમ દરવર્ષે કલમ ૨૭ મુજબના રોકાણ (ઇન્વેસ્ટમેન્ટ) માટે જોઇતી રકમ પૂરી થાય ત્યાં સુધી તેણે દરવર્ષે રોકતા જવી ( 'ઇન્વેસ્ટ' કરવી ) પડશે.

## કામકાજ આટોપી બંધ કરવા બાબત.

( વાઇન્ડીંગઅપ–કલમ ૫૩ થી ૬૧ )

### ૫૩

કોર્ટ મારફત કામકાજ આટોપી બંધ કરવા બાબત } (૧) કોઇ પણ વીમા ઉતારનાર કંપની (ઇન્સ્યોરન્સ કંપની)નું કામકાજ સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર આટોપી–( સંકેલી ) લેવામાં આવે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; અને તેવે પ્રસંગે આ પ્રકરણના નિયમોને આધીન રહીને, તે કાયદાના ( 'કંપનીઝ એકટ' )ના નિયમો વીમા કંપનીના આટોપણમાં પણ લાગુ પડશે.

(૨) તેવો હુકમ ફરમાવવાને જે જે કારણો ( તે કાયદામાં–'કંપનીઝ એકટ'માં) દર્શાવેલા છે તે ઉપરાંત, વીમા

કંપનીનું કામકાજ આટોપવા માટે કોર્ટ નીચેના પ્રસંગે પણ હુકમ ફરમાવી શકશે.

(अ) જો આ બાબતમાં આગળથી કોર્ટની મંજુરી મેળવીને, તમામ 'શેર' ધરાવનારની ( 'શેરહોલ્ડર્સ'ની ) કુલ સંખ્યાના $\frac{૧}{૧૦}$ થી ઓછી નહિ તેટલી સંખ્યાના, તથા કુલ શેરભંડોળ ( શેરકેપીટલ )ના $\frac{૧}{૧૦}$ ભાગથી ઓછી નહિ તેટલી રકમ ધરાવનારા, શેર ધરાવનારાઓએ—અગર તો ત્રણ વર્ષથી ઓછી નહિ તેટલી મુદતથી જેમના વીમાખત ( પોલીસીઝ) અમલમાં છે તેવી અને કુલ જે વીમાખત (પોલાસીઝ) કિંમત રૂ. ૫૦૦૦૦) પચાસ હજારથી ઓછી નથી, તેવા પચાસથી ઓછી સંખ્યાના નહિ તેવા વીમાખત ધરાવનારાઓ(પોલીસી હોલ્ડર્સ ) એ આ બાબતમાં અરજી કરી હશે તો; અગર તો

(ब) જો વીમા વ્યવસ્થાપક ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ ) કે જેને તેમ કરવાની આ કલમથી સત્તા આપવામાં આવે છે તે, જો નીચેના કારણોમાંના કોઇપણ કારણ અંગે કોર્ટને તે બાબતમાં અરજી કરશે તો:—

(i) કલમ ૭—અગર કલમ—૯૮ મુજબ 'રીઝર્વ બેન્ક ઓફ ઇન્ડીયા 'માં જે અનામત રકમ મુકવાની છે તેમાં, અગર તેવી મુકેલી રકમનું રોકાણ ચાલુ રાખવાનું છે તેમાં કંપની નિષ્ફળ ગયેલ છે તો, અગર

(ii) આ કાયદાની કોઇપણ જરૂરિઆત પૂરી પાડવામાં જો કંપની નિષ્ફળ જાય અને વીમાવ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ) એ તેવી નિષ્ફળતા બાબતની ખબર

(નોટીસ) કંપનીને મોકલાવ્યા પછીથી પણ જો તેવી નિષ્ફળતા ત્રણ માસ સુધી ચાલુ રાખેલ છે તો, અગર તો;

(iii) આ કાયદા મુજબ રજુ કરેલા પત્રક (રીટર્ન્સ) ઉપરથી અગર તો આ કાયદાઅન્વયે કરવામાં આવેલી તપાસ ને પરિણામે એમ જણાય કે કંપની નાદાર છે તો, અગર તો

(iv) કંપની ચાલુ રાખવી તે વીમાખત ધરાવનારા ( પોલીસી હોલ્ડર્સ )ના હિત વિરૂદ્ધ હોય તો.

આ કલમમાં નિર્દિષ્ટ કરેલ પ્રસંગો ઉપરાંત, કલમ ૩૩ (૫) અનુસાર પણ વીમા વ્યવસ્થાપકને વીમા કંપનીનું કામકાજ આટોપી લેવા માટે કોર્ટને અરજી કરવાની સત્તા આપેલ છે.

કંપનીના કામકાજ ક્યારે આટોપી લેવા વિ. બાબતો માટે ' કંપનીના કાયદા 'ની કલમ–૧૬૨ જુઓ.

રાજીખુશીથી વીમા કંપનીનું કામકાજ આટોપવા બાબત કલમ–૫૪ જુઓ.

## ૫૪

રાજીખુશીથી કામકાજ આટોપવા બાબત ( ઐચ્છિક સંકેલન ) — સને ૧૯૧૩ ના હિંદના કંપનીઓના કાયદામાં ગમે તેવું નિયમન હોય તે છતાં પણ, વીમા કંપનીનુ કામકાજ ઐચ્છિક રીતે સંકેલી શકાશે નહિ; પરંતુ સુસંમિશ્રણ કરવાના ( એમલ્ગમેશન ) અગર તો પુનર્રચના ( રીકન્સ્ટ્રક્ષન ) કરવાના હેતુ માટે અગર તો, પોતાની જવાબદારીઓના કારણે તે કંપની તેનું કામકાજ ચાલુ રાખી શકે તેમ નથી તેવા કારણે

રાજીખુશીથી કામકાજ આટોપી શકાશે. (કંપની પોતે પોતાનું કામકાજ આટોપી શકશે.)

## ૫૫

જવાબદારીઓનું મૂલ્યાંકન ( કિંમતની આકારણી ) } (૧) વીમા કંપનીના આટોપણુની વખતે અગર બીજા કોઈ વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )ની નાદારીની વખતે, વીમા ઉતારનારની (પુંજી) ઈસ્કામત અને જવાબદારીઓની આકારણી.—મુલ્યાંકન—છઠ્ઠા પરિશિષ્ટના નિયમ જેટલી હદે તે લાગુ પડે તેટલે સુધી તે નિયમને તથા કોર્ટ તરફથી મળતી સૂચનાઓને આધીન રહીને,—જે રીતે નિકાલ કરનાર (લીક-વીડેટર )ને અગર નાદારીના કામમાં વસુલાતી અમલદાર ( રીસીવર )ને યોગ્ય લાગે તે રીતે, અને જે ધોરણુ તેમને યોગ્ય લાગે તે ધોરણુ મુજબ—આકારણી કરવામાં આવશે—કિંમત ઠરાવવામાં આવશે.

(૨) વળી કોઈપણુ વીમા કંપનીના કરારોની રકમ કોર્ટ મારફતે ઓછી કરાવવા માટે, કંપનીની ઈસ્કામતની, તથા કંપનીની જવાબદારીઓની, તથા તેણે ઉતારેલી પોલીસી સંબંધનાં બધા **દાવાઓની**, કિંમતની આકારણી, કોર્ટને ઉપ-રના નિયમને ધ્યાનમાં રાખીને યોગ્ય લાગે તેવી રીતે અને તેવા ધોરણે તે નક્કી કરવામાં આવશે.

(૩) વળી છઠ્ઠા પરિશિષ્ટમાંના નિયમ, કેમ જાણે તે સને ૧૯૧૩ ના હિંદના કંપનીઓના કાયદાની કલમ ૨૪૯ અન્વયે કરવામાં આવેલા નિયમ હોય તે રીતે,—સરખાજ

અમલમાં રહેશે, અગર તો રદ થઈ શકશે, ફેરવી શકાશે, અગર સુધારી શકાશે; અને વળી વીમા કંપનીઓના આટોપણના સંબંધના આ કાયદાના નિયમોને અમલમાં મુકવાના હેતુ માટે તે કલમ અનુસાર નિયમો પણ ઘડી શકાશે.

૫૬

નાદારી અગર ફડચા (લીકવીડેશન) વખતે જીંદગીના વીમાના ભંડોળના વધારાની વ્યવસ્થા બાબતમાં

વીમા કંપનીના આટોપણ વખતે, અને બીજા કોઈ વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )ની નાદારીના પ્રસંગે, વીમા ઉતારનારની જીંદગીના વીમાના કામકાજના સંબંધની ઈસ્કામત અને જવાબદારીઓની કિંમત વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર )ની બીજી કોઈ ઈસ્કામત અગર બીજી કોઇ જવાબદારીઓથી જુદી સ્વતંત્ર નક્કી કરવામાં આવશે, અને તેવી ઈસ્કામતમાંની કોઈપણનો ઉપયોગ, જીંદગીના વીમાના કામકાજ સંબંધીની જવાબદારીઓ સિવાયની બીજી જવાબદારીઓ અદા કરવામાં થઈ શકશે નહિ. પરન્તુ જો તેવી જીંદગીના વીમાને લગતી ઈસ્કામતો ( પુંજી ) જીંદગીના વીમાને લગતી જવાબદારીઓથી વધારે કિંમતની હશે તો તેટલા પ્રમાણમાં તેનો ઉપયોગ બીજે થઈ શકશે.

(૨) જીંદગીના વીમાનું કામકાજ ચલાવતી વીમા કંપનીના આટોપણ વખતે, અગર તેવું જીંદગીના વીમાનું કામકાજ ચલાવતા કોઈ બીજા વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )ની નાદારી વખતે,—અને જ્યાં વીમા ઉતારનારના નફાનો કોઈ-

પણુ ભાગ (પ્રમાણુ) આટોપણુ પહેલાં અગર નાદારી પહેલાં પોલીસી ધરાવનારાઓ વચ્ચે વહેંચી દેવામાં આવેલ હોય ત્યાં, જો, જ્યારે વીમા ઉતારનારની ઇસ્કામત અને જવાબદારીઓ નક્કી ઠરતાં ઇસ્કામતોનો જવાબદારીઓ કરતાં વધારો છે—( જેનો હવેથી "પ્રાથમિક વધારા" તરીકે ઉલ્લેખ થશે ). તો, આટોપણુ શરૂ થયું તેની તુરતજ પહેલાંના ગત દશ વર્ષ દરમ્યાન પોલીસી ધરાવનારાઓને ફાળે જે નફો ગયેલો તે નફા—અને શેર ધરાવનારાને ફાળે ગયેલ નફા વચ્ચે—જે પ્રમાણુ આવે તે પ્રમાણુના હિસાબે "પ્રાથમિક વધારા"ના પ્રમાણુનો હિસ્સો વીમા ઉતારનારના જીંદગીના વીમાના કામકાજ સંબંધની જવાબદારીઓમાં ઉમેરી દેવામાં આવશે, અને તેવી ઉમેરણુ થયા પછીથી જે કુલ જવાબદારી થાય તે જવાબદારીઓ કરતાં જો ઇસ્કામત વધારે થતી હશે તો જ અને તેટલા પ્રમાણુમાં જ વીમા ઉતારનારની ઇસ્કામત તેની જવાબદારીઓ કરતાં વધુ છે તેમ લેખાશે—

પરંતુ

(અ) જો કોઈપણુ કિસ્સામાં તેવી કાંઇપણુ વહેંચણી નહિ થઇ હોય, અગર તો ઉપર દર્શાવ્યા મુજબના પ્રમાણુ અનુસાર આવતી રકમ વીમા ઉતારનારના જીંદગીના વીમાના કામકાજના સંબંધની જવાબદારીઓમાં ઉમેરવી તે કોર્ટને કોઇ ખાસ સંજોગોને કારણે અન્યાયી (ગેરવ્યાજબી) લાગશે ત્યારે કોર્ટ સૂચવે તેટલી રકમ તેવી રીતે ઉમેરવામાં આવશે; અને—

(બ) આ પેટા કલમ લાગુ પાડતાં કોઇપણુ કિસ્સો કે

જ્યાં આટોપણુ શરૂ કરતાં પહેલાં અગર નાદારી પહેલાં સઘળું જીંદગીના વીમાના કામકાજની ફક્ત કોઈપણ શાખાના જ નફાની–ઉપર દર્શાવ્યા મુજબના પ્રમાણની વહેંચણી પોલીસી ધરાવનારાઓ વચ્ચે કરવામાં આવેલી છે–તેવા વીમા ઉતારનારની બાબતમાં તેની તે શાખા અંગેની ઈસ્કામતો તથા જવાબદારીઓની કિંમત–જે રીતે તેની જીંદગીના વીમાના કામકાજની ઈસ્કામત અને જવાબદારીઓની કિંમત ઠેરવવામાં આવી હોય તેવી રીતે જ નક્કી કરવામાં આવશે, અને જવાબદારીઓ અદા કરતાં વધતો (જો કાંઈપણ વધે તો) ઇસ્કામતોનો વધારો, જીંદગીના વીમાના કામકાજના સંબંધમાં વીમા ઉતારનારની જવાબદારીઓમાં ઉમેરવાની રકમ નક્કી કરવાને માટે, તે વધારો તે પ્રાથમિક વધારો લેખાશે.

## ૫૭

અંગીભૂત કંપનીઓ (સેકન્ડરી-કંપનીઝ)નુ આટોપણુ } જ્યાં કોઈ વીમા કંપનીના વીમાનું તમામ કામકાજ અગર તેના વીમાના કામકાજનો કોઈ ભાગ બીજી કંપનીને નામે કોઈ કરાર–કે જે અન્વયે પહેલી દર્શાવેલી કંપનીનો (આ કલમમાં જેનો 'અંગીભૂત કંપની' તરીકે ઉલ્લેખ છે તેનો અગર તેના લેણદારોનો તેવી બીજી કંપની (આ કલમમાં જેનો 'મુખ્ય કંપની' તરીકે ઉલ્લેખ છે તે) ઉપર હક્ક અગર દાવો છે–તેવા કરારની રૂઈએ તેવી 'મુખ્ય કંપની'ને નામે ચડાવવામાં આવેલ છે (ટ્રાન્સફર કરેલ છે) ત્યાં, જો મુખ્ય કંપની કોર્ટ મારફતે અગર તો કોર્ટની દેખરેખ

મીચે આટોપાય તો કોર્ટ (નીચે દર્શાવેલ બાબતોને આધીન રહીને) અંગીભૂત કંપનીને પણ મુખ્ય કંપની સાથે આટોપી લેવાનો હુકમ કરવો પડશે; અને તે જ વખતે અગર પાછળથી પણ હુકમ ફરમાવીને બંને કંપનીઓ માટે એકજ નિકાલ કરનાર (લીકવીડેટર) નીમી શકશે; અને કેમ જાણે તે બંને કંપનીઓ એક જ કંપની હોય તે રીતે કંપનીના કામકાજને આટોપવાને માટે કોર્ટને યોગ્ય લાગે તેવી બીજી બાબતો માટે પણ નિયમતે ઘડી શકશે.

(૨) મુખ્ય કંપનીના આટોપણનું કામ શરૂ થતાં–કોર્ટ તે બાબતમાં બીજો હુકમ કરે તે સિવાયની બાબતોમાં–તે મુખ્ય કંપનીના આટોપણની શરૂઆત તે જ અંગીભૂત કંપનીના આટોપણની શરૂઆત લેખાશે.

(૩) જુદીજુદી કંપનીઓના સભ્યો (મેમ્બર)ના હક્ક અને જવાબદારીઓ તેમની વચ્ચે નક્કી કરવામાં, કોર્ટ કંપનીની રચનાને તથા કંપનીઓની વચ્ચે થયેલી ગોઠવણોને– જે રીતે કોઈ એક જ કંપનીના આટોપણ વખતે ફાળો આપનારાના જુદાજુદા વર્ગોના હક્ક અને જવાબદારીઓને કોર્ટ ધ્યાનમાં લે છે બરાબર–તેવી જ રીતે, અગર તો સંજોગોમાં બની શકે તેટલી તેને અનુરૂપ રીતે તેનો ખ્યાલ કોર્ટે રાખવો પડશે.

(૪) જ્યારે કોઈ કહેવાતી અંગીભુત કંપની, જેના વિભાગ તરીકેની તે અંગીભૂત કંપની કહેવાય છે તેવી મુખ્ય કંપનીની સાથે સાથે આટોપણના કામમાં પ્રવૃત્ત નથી ત્યારે કોર્ટ તે અંગીભુત કંપનીને (એકદમ) આટોપવાનો હુકમ કરી

શકશે નહિ. પરંતુ તેને આટોપવી જોઈએ નહિ તે બાબતમાં તે કંપનીને જે વાંધા રજુ કરવાના હોય (જો કાંઈ પણ વાંધા હોય તો) તે બધા વાંધા—અગર તેની વતી રજુ થયેલા બધા વાંધા સાંભળ્યા પછીથી જો કોર્ટનો એમ અભિપ્રાય પડે કે તે કંપની બીજી કંપનીની અંગીભૂત (સેકન્ડરી) કંપની છે, અનેમુખ્ય કંપની સાથે તે અંગીભૂત કંપનીનું પણ આટોપણુ (સંકેલન—'વાઈન્ડીંગ, અપ) સાથો સાથ કરવું ચોગ્ય અને ન્યાયપુરઃસરનું છે તો કોર્ટ તે અંગીભૂત (સેકન્ડરી) કંપનીને આટોપણુ વાઈન્ડીંગ અપ)નો હુકમ ફરમાવી શકશે.

(૫) મુખ્ય કંપનીનો અગર અંગીભૂત કંપનીનો કોઈપણ લેણદાર અગર તે બેમાંથી કોઈ એક કંપનીમાં હિત ધરાવનાર કોઈ સખશ, મુખ્ય કંપનીની સાથોસાથ અંગીભૂત (સેકન્ડરી) કંપનીનું કામકાજ પણ આટોપાય તે બાબતની અરજી કરી શકશે.

(૬) જ્યારે કોઈ એક કંપની કોઈ બીજી કંપની સાથે મુખ્ય કંપની તરીકેના સંબંધમાં હોય, અને તેજ પ્રથમ જણાવેલ કંપની બીજી કોઇ વીમા કંપનીની અંગીભુત (સેકન્ડરી) કંપની તરીકે હોય ત્યારે, અગર તો જ્યાં ઘણી કંપનીઓ એક મુખ્ય કંપનીની અંગીભુત કંપનીઓ તરીકે હોય ત્યાં, આ કલમમાં દર્શાવેલા સિદ્ધાન્તો અનુસાર કોર્ટને જે વ્યવસ્થા સૌથી વધુ વ્યવહારૂ (સૌથી વધુ જરૂરી) લાગશે તે રીતે, તેને ચોગ્ય લાગશે તેટલી કંપનીઓનું ભેગું આટોપણુ (વાઈન્ડીંગ અપ) કરી શકશે, અગર તો તેને (કોર્ટને) ચોગ્ય લાગશે તેવા તેના જુદાજુદા સમુહો પાડી નાંખી આટોપણુ (વાઈન્ડીંગ અપ) કરી શકશે.

## ૫૮

વીમા કંપનીઓના વિભાગીય આટોપણની સ્કીમ બાબત } જો કોઈપણ વીમા કંપનીએ તેણે આદરેલા કામકાજમાંના કોઇપણ (એક અગર વધુ) વર્ગ સંબંધનું કામકાજ આટોપી લેવું જોઇએ તેમ લાગે, પરંતુ કંપનીએ આદરેલા કામકાજમાંના બીજા વર્ગના સંબંધનું કામકાજ કંપનીએ ચાલુ રાખવું જોઈએ, અગર બીજી કંપનીને ટ્રાન્સફર કરી દેવું જોઇએ એમ લાગે, તો તે વખતે આ કાયદાના નિયમો અનુસાર તેવા હેતુ માટે એક ખરડો-(ગોઠવણ) (સ્કીમ) તૈયાર કરી શકાશે અને તેને કોર્ટની મંજુરી માટે રજુ કરી શકાશે.

(૨) આ કલમ નીચે તૈયાર કરેલ કોઈપણ ખરડા (સ્કીમ)માં કંપનીએ કરેલા કામકાજના જુદા જુદા વર્ગો વચ્ચે ઇસ્કામતો અને જવાબદારીઓના વર્ગીકરણ માટે અને વહેંચણ માટે તેમાં જોગવાઈ કરવી જ પડશે; (સૂચવાએલ આટોપણ અંગે ઇસ્કામતનો જે વધારો રહે તેની વર્ગીકરણનો તેમાં સમાવેશ થવો જોઈએ); વળી તેમા દરેક વર્ગની પોલીસી ધરાવનારાઓના તેમની પોલીસી સંબંધના જે ભવિષ્યના હક્કો હોય તે માટે, તથા કંપનીના જે કામકાજનું આટોપણ સૂચવાયેલ છે તે કામકાજમાંના કોઈપણ કામકાજને આટોપવાની રીત માટે, જોગવાઇ રાખવી પડશે; વળી તે સ્કીમમાં કંપનીના સંમેલનની યાદી (મેમોરેન્ડમ)માં-તેના હેતુઓ સંબંધના ફેરફાર કરવાની જોગવાઈ કરવામાં આવશે અને તેમાં તે ગોઠવણને અમલમા મૂકવા માટે જે જરૂરી લાગશે તેવા વધુ નિયમો પણ રાખવા પડશે.

(૩) વીમા ઉતારનાર (ઈન્સ્યોરરર)ના ફડચા (લીકવીડેશન) વખતે અગર નાદારીમાં જવાબદારીઓની આંકણી સંબંધની, તથા ફડચામાં અગર નાદારીમાં જીંદગીના વીમાના સંડોળના વધારાના ઉપયોગ બાબતના, આ કાયદાના નિયમો-જે રીતે વીમા કંપનીના આટોપણુ બાબતમાં તે નિયમો લાગુ પડે છે બરાબર તેવીજ રીતે તે નિયમો આ કલમ નીચેના ખરડા (સ્કીમ) અનુસાર કંપનીના કોઇપણુ વર્ગનું કામકાજ આટોપી લેવામાં આવે ત્યારે પણ લાગુ પડશે અને આ કલમ નીચેનો ખરડો સને ૧૯૧૩ ના હિંદના કંપનીઓના કાયદા'ના કંપની-આટોપણુ સંબંધીના કોઇપણુ નિયમોને જરૂરી ફેરફાર સાથે લાગુ પાડી શકશે.

(૪) આ કલમ નીચેનો ખરડો કે જેનાથી કંપનીના સામિલનની યાદીમાંના તેના હેતુ સંબંધમાં ફેરફાર કરવામાં આવેલ છે તે ખરડો કોર્ટ મંજુર કરે તો તે હુકમ-જાણે કે તે હુકમ સને ૧૯૧૩ના હિંદના કંપનીઓના કાયદા'ની કલમ-૧૨ મુજબ મંજુર થયેલો હુકમ હોય તે રીતે તે ફેરફાર સંબંધમાં તેની અસર લેખાશે, અને તે કાયદાની કલમ-૧૫-અને ૧૬ અનુક્રમે તે રીતે તેને લાગુ પડશે.

૫૬

અનામત પાછી આપવા બાબત } વીમા કંપનીના આટોપણુના પ્રસંગે અને બીજા કોઈ વીમા ઉતાર-

નારની નાદારીના પ્રસંગે, ફડચો કરનાર (લીકવીડેટર) અગર

વસુલાતી (એસાઈની) જે હોય તેણે, કંપની અગર વીમા ઉતારનાર (જે હોય તેણે) કલમ–૭ અગર કલમ–૯૮ મુજબ મુકેલી અનામત રકમ પાછી આપવા હુકમ કરવા માટે, કોર્ટને અરજી આપવી પડશે. અને તેવી અરજી આવેથી કોર્ટ સૂચવે તે શરતો અને કરારોને આધીન રહીને–અનામત રકમ પાછી આપવાનો હુકમ કોર્ટે કરવો જોઇશે.

૬૦

પોલીસીની કિંમત વિ. બાબતની નોટીસ } વીમા કંપનીના આટોપણુ-

ના કામમાં ઇસ્કામતની રોકડ વહેંચણી કરવા માટે અને બીજા કોઈ વીમા ઉતારનારની નાદારીના કામમાં, અનુક્રમે ફડચો કરનાર ( લીકવીડેટર ) અગર વસુલાતી ( એસાઇની ) જે હોય તેણે, કંપની અગર વીમા ઉતારનારના ચોપડા અનુસાર જે સખશો કંપનીએ અગર વીમા ઉતારનારે કાઢેલી પોલીસીના હકદાર અગર તેમાં હિત ધરાવનારા દેખાય છે તે દરેક સખશની બાબતમાં–તે ફડચો કરનારે અગર વસુલાતીએ તેવા ઉપર જણાવેલ દરેક સખશ સંબંધીની કંપની અગર વીમા ઉતારનારની જવાબદારી કેટલી છે તેની કિંમત નક્કી કરવી પડશે; અને તેવી ઠરાવેલ કિંમતની તેવા માણસોને કોર્ટ સૂચવે તે રીતે નોટીસ (ખબર) આપવી પડશે; અને કોઇપણ માણુસ કે જેને તેવી રીતની નોટીસ આપેલી છે તેને તેવી રીતે ઠરાવવામાં આવેલી કિંમત–કોર્ટે તેના હુકમથી અગર નિયમોથી ઠરાવેલી રીત અનુસાર, અગર

તેવી રીતે નક્કી કરેલા સમય દરમ્યાન જો તે સખશ–તેવી ઠરાવેલી કિંમત ના કબુલ કરવાના પોતાના ઈરાદાની નોટીસ ન આપે તો–તેને તે કિંમત બંધનકર્તા થશે.

૬૧

| | |
|---|---|
| વીમાના કરારની રકમ ઓછી કરવાની કોર્ટની સત્તા બાબત | (૧) વીમા ઉતારનાર કંપની હશે |

અને તે ફડચા (લીકવીડેશન)માં ગઈ હશે ત્યારે, અગર બીજો કોઈ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) નાદાર હોય ત્યારે તે કંપનીના અગર વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ના કરારની રકમ ઓછી કરવાનો હુકમ, કોર્ટ, તેને યોગ્ય લાગશે તે શરતો અને કલમો તે ફરમાવે છે તેને આધીન રહીને–કરારની રકમ ઓછી કરવાનો હુકમ કોર્ટ ફરમાવી શકશે.

(૨) જ્યારે જીંદગીના વીમાનું કામકાજ ચલાવનાર કંપની નાદાર હોવાનું સાબિત થાય અને વખતે જો કોર્ટને તેમ યોગ્ય લાગે તો તે કંપનીનું કામકાજ આટોપી લેવાના હુકમને બદલે કોર્ટને યોગ્ય લાગશે તે શરતો અને કલમો તે ફરમાવે તેને આધીન રહીને–કંપનીના વીમાના કરારોની રકમ ઓછી કરવાનો હુકમ કોર્ટ ફરમાવી શકશે.

(૩) આ કલમ નીચેના હુકમ માટે, કાંતો ફડચો કરનાર (લીકવીડેટર), અગર તો કંપની અગર તેના વતી કોઈ, અગર તો વીમાખત ધારણ કરનાર (પોલીસી હોલ્ડર) કોઇ સખશ, અગર તો વીમા વ્યવસ્થાધિકારી જાતે, અરજી કરી શકશે. અને આવી કોઇ અરજી આવતાં વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઈન્સ્યોરન્સ)ને અગર બીજા કોઈ સખશ

કે જેઓને આ હુકમથી અસર થવાની છે એમ કોર્ટને લાગે છે તે દરેકને–પોતાનું કથન–હકીકત રજુ કરવાનો હક્ક રહેશે.

## બહારની કંપનીઓ માટેના ખાસ નિયમો– કલમ ૬૨ થી ૬૪

### ૬૨.

પરદેશી કંપનીઓ ઉપર, તેમના દેશમાં હિંદની કંપનીઓ સામે હોય તેવી જ ગેરલાયકાતો નાખવાની મધ્યસ્થ સરકારની સત્તા.

બ્રિટિશ હિંદમાં વીમાનું કામકાજ ચલાવતો ઈન્સ્યોરર (વીમા ઉતારનાર) જો તે હિંદ બહારના કોઈ દેશમાં રચાયો હશે, સુસંસ્થાપિત થયેલો હશે, અગર કાયમી વસવાટ (ડોમી સાઈલ) વાળો હશે તો, અને જો તેના દેશના કાયદા અગર શિરસ્તા અનુસાર, બ્રિટિશ હિંદમાં સ્થપાએલી વીમા કંપનીઓએ તે દેશમાં વીમાનું કામકાજ ચલાવવા માટે અનામત મુકવાની અગર તે દેશમાં ઈસ્કામત ધરાવવાની અગર બીજી કોઈ ખાસ જરૂરિયાતો પૂરી પાડવી પડતી હોય અને જો તેવી જરૂરિઆતો, તે દેશના વીમા ઉતારનાર ઉપર, આ કાયદાથી નાંખવામાં આવી નથી તેવી હોય તો–અને જો મધ્યસ્થ સરકારને આવી ખાસ જરૂરિઆતો પૂરી પાડવી પડે છે. તેવો સંતોષ થાય તો મધ્યસ્થ સરકારે, તેજ જરૂરિઆતો અગર તેને જેમ બને તેમ મળતી જરૂરિઆતો તે દેશના વીમા ઉતારનારે બ્રિટિશ હિંદમાં વીમાનું કામકાજ શરૂ કરવાની શરત તરીકે પૂરી પાડવી પડશે, તેવું સરકારી (આજ્ઞાપત્ર) ગેઝેટ દ્વારા સૂચન કરવું પડશે.

## ૬૩.

બ્રિટિશ હિંદ બહાર સ્થપાએલા વીમા ઉતારનારે પૂરી પાડવાની વિગતો.

દરેક વીમા ઉતારનાર કે જેના કામકાજનું મુખ્ય મથક અગર જેનો કાયમી વસવાટ (ડોમી આઈસ) બ્રિટિશ હિંદની બહાર છે, અને જે બ્રિટિશ હિંદમાં કામકાજનું મથક ખોલે છે, અગર જે વીમાનું કામકાજ મેળવવાના હેતુથી બ્રિટિશ હિંદમાં પ્રતિનિધિ નીમે છે, તેણે દરેકે, તેવા કામકાજનું મથક ખોલ્યા તારીખથી અગર તેવા પ્રતિનિધિ નીમ્યા તારીખથી ત્રણ માસ સુધીમાં વીમાવ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઈન્સ્યોરન્સ) પાસે નીચે મુજબના કાગળો પૂરા પાડવા જોઈશેઃ—

(अ) તેના પટા (ચાર્ટર)ની, સ્ટેચ્યુટ (ઠરાવપત્ર)ની, અગર સામિલનની યાદી અને કલમબંધીની (મેમોરેન્ડમ અને આર્ટીકલ્સ ઑફ એસોસીએશન) અગર વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ના બંધારણની રચના કરતો અગર તેની સમજુત આપતો બીજો કોઈ દસ્તાવેજ હોય તેની સહી સિક્કાવાળી નકલ; અને જો તે ખત અંગ્રેજી ભાષામાં લખેલું ન હોય તો તેનું સહી સિક્કાવાળું એક અંગ્રેજી ભાષાતંર;

(ब) જો વીમા ઉતારનાર કંપની હોય તો તેના વ્યવસ્થાપકોની યાદી (લીસ્ટ ઑફ ડીરેક્ટર્સ);

(क) વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ને આપવાની કોઈ 'નોટીસ' તથા તેને પહોંચાડવાના કોર્ટના 'પ્રોસેસ' વીમા ઉતારનાર વતી સ્વીકારવાની જેને સત્તા મળેલી છે તેવા કોઇ

એક અગર વધુ બ્રિટિશ હિંદમાં રહેતા શખશોના નામ અને શીરનામા, તેને આપેલ મુખત્યારનામાની નકલ સાથે;

(ड) **બ્રિટિશ હિંદમાંની** વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) મુખ્ય કચેરીનું પૂરૂં શીરનામું,

(इ) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) જે વર્ગના વીમાનું કામ-કાજ કરવાનો છે તે વર્ગોનું સ્ટેટમેન્ટ;

(फ) વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર )ના સ્વદેશમાં હિંદી પ્રજાજનો ઉપર કલમ ૬૨ માં દર્શાવેલા પ્રકારની ખાસ જરૂરિઆતો ( જો તેવી કાંઇ ખાસ જરૂરિઆત તેમની ઉપર લાદવામાં આવી હોય તો તે ) દર્શાવતું સોગંદનામા ઉપરનું સ્ટેટમેન્ટ—

અને જો તેની મુખ્ય કચેરીના શીરનામામાં અગર તો તેણે કરવાના ( વીમાના ) કામકાજના વર્ગમાં, અગર તો ઉપર જણાવેલા કોઇ સખશના નામમાં અગર તો ઉપર પેટા કલમ (क) માં નિર્દિષ્ટ કરેલી બીનામાં જો કાંઈ પણ ફેરફાર કરવામાં આવશે તો, કંપનીએ તુરત જ વીમા વ્યવસ્થા અધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑાફ ઇન્સ્યોરન્સ )ને તેવા ફેરફારની વિગત પૂરી પાડવી જોઇશે.

૬૪.

બ્રિટિશ હિંદ બહાર સ્થપાએલા વીમા ઉતારનારે રાખવાના ચોપડા.

જેના કામકાજનું મુખ્ય મથક અગર જેનો કાયમી વસવાટ બ્રિટિશ હિંદ બહાર છે, તેવા દરેક વીમા ઉતારનારે ( ઇન્સ્યોરરે ), તેની બ્રિટિશ હિંદમાંની મુખ્ય કચેરીએ, એવા હિસાબનાં ચોપડા, દફતરો

અને દસ્તાવેજો રાખવા પડશે કે જેના વડે તેણે આ કાયદાની રૂઇએ વીમા વ્યવસ્થાધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઇન્સ્યોરન્સ) ની પાસે તેણે હિંદમાં કરેલા કામકાજને લગતા જે જે હિસાબ, સ્ટેટમેન્ટ અને સારાંશ રજુ કરવાની છે તે તમામ સંપાદન કરી શકાય અને જરૂર પડે તો તપાસી મેળવી પણ શકાય ( ચેક થાય ).

# ભાગ ૩ જો.

## ‘પ્રોવિડન્ટ સોસાયટીઝ’

### ૬૫.

‘પ્રોવીડન્ટ સોસાયટી’ની વ્યાખ્યા

આ ભાગમાં ‘પ્રોવીડન્ટ સોસાયટી’ એટલે કે કોઈ એક વ્યક્તિ, અગર વ્યક્તિઓનું બનેલું સુસંસ્થાપિત (કોર્પો-રેટેડ ) અગર અસુસંસ્થાપિત (અન ઇન્કોર્પોરેટ) મંડળ કે જે મનુષ્યની જીંદગી પર વર્ષાસન (સાલીયાણું) આપવાને માટે ફાળો અગર પ્રીમ્યમ લે છે, અગર તો જે નીચે દર્શાવેલ પ્રસંગોમાંથી કોઈ પ્રસંગ (કન્ટીન્જન્સી) ઉપસ્થિત થતાં નાણા આપવા પડે તેવો વીમો ઉતારવા માટે ફાળો અગર પ્રીમ્યમ લે છે (મેળવે છે) તે,

(अ) કોઇ પણ માણસનો જન્મ, લગ્ન, અગર મરણ અગર નિયત ઉમર પછી અગર અમુક બનાવ પછી જો તે માણસ જીવતો હોય તો ( તે પ્રસંગ );

(ब) નિઃસંતાન રહેતો ( તે પ્રસંગ );

(क) સામાજીક, ધાર્મિક અગર બીજા ઔપચારિક (વિધિસરનો ઉત્સવ યોગ્ય) પ્રસંગ ઉપસ્થીત થતાં;

(ड) નોકરીમાંથી નિવૃત્ત થવાનો અગર નોકરી જવાનો પ્રસંગ;

(ई) માંદગીના અગર અકસ્માતના કારણે અશક્ત થવાનો પ્રસંગ;

(फ) તેનો આધાર વીમો ઉતારાવનાર પર છે તેવા (ડીપેન્ડન્ટ)ના શિક્ષણ માટે જોગવાઇ કરવાની જરૂરિઆત;

અગર

(ग) બીજો કોઇપણ પ્રસંગ અગર બનાવ કે જે (આવા વીમા સંબંધમાં ઠરાવવામાં આવે તે, અગર તો જેના માટેની પરવાનગી મધ્યસ્થ સરકારની મંજુરી લઈ પ્રાંતિક સરકાર આપે તે પ્રસંગ;

'પ્રોવીડન્ટ સોસાયટી' એટલે ઉપર જણાવેલા સાત પ્રસંગોમાંનો કોઈ પણ પ્રસંગ બનતાં જે વીમાના નાણા મળવાના છે તેવો "જોગવાઈ વીમો ઉતારનારી મંડળી"

૬૬

| | | |
|---|---|---|
| આ ભાગ<br>લાગુ પાડવા<br>બાબત | } | જે પ્રોવીડન્ટ<br>સોસાયટી, કાંઇપણ<br>બોનસ અગર |

નફા સિવાય, પચાસ રૂપીઆથી વધારે રકમનું સાલીઆણું (વર્ષાસન), અગર જે પાંચસો રૂપીઆથી વધારે રકમ (ગ્રોસ એમાઉન્ટ) પોતે ઉતારેલા વીમાની 'પોલીસી' (વીમાનીત) ઉપર આપે છે અગર (તેવી રકમ અગર સાલીયાણું) આપ-

વાનો કરાર કરે છે, તે 'પ્રોવીડન્ટ સોસાયટીને' આ કાયદો લાગુ પડશે નહિ.

પરંતુ આ કાયદો અમલમાં આવતાં પહેલાં કરેલા કરારોને આ કલમ બાધકર્તા લેખાશે નહિ, અને વળી "વીમાનીત" (પોલીસી એ શબ્દમાં કલમ ૬૫ માં નિર્દિષ્ટ કરેલ એક અગર વધુ પ્રસંગો (કન્ટન્જન્સીઝ)નો સમાવેશ કરતા "વીમાખતના સમુહ" (સીરીઝ ઑફ પોલીસીઝ)નો તેમાં સમાવેશ થઇ જાય છે.

૬૭

**નામ** કોઈ પણ 'પ્રોવીડન્ટ સોસાયટી' કે જે આ કાયદો અમલમાં આવ્યા પછીથી સ્થપાઈ છે, તે-પોતાના નામ તરીકે, કોઈપણ શબ્દરચના કે જેની અંદર 'પ્રોવીડન્ટ' શબ્દ નથી તેવી શબ્દરચનાવાળું નામ-રાખી શકશે નહિ; અને વળી જેમાં "જીંદગી" લાઈફ એ શબ્દ આવે છે તેવી કોઇપણ શબ્દરચનાવાળું નામ પ્રોવીડન્ટ સોસાયટી રાખી શકશે નહિ વળી 'પ્રોવીન્ટ સોસાયટી' કે જે આ કાયદો અમલમાં આવ્યા પહેલાં સ્થપાઈ હશે તે આ કાયદો અમલમાં આવ્યા તારીખથી છ માસ પછી તેવી શબ્દરચનાવાળું નામ રાખી શકશે નહિ.

એટલે કે દરેક "પ્રોવીડન્ટ સોસાયટી"ના નામમાં "પ્રોવીડન્ટ" શબ્દ રાખવોજ પડશે જ્યારે "લાઇફ" શબ્દ તેનાથી રાખી શકાશે નહિ. જૂની સોસાયટીઓએ પણ છ માસની અંદર તેમના નામમાં આ કાયદા અનુસાર ફેરફાર કરી, આ કાયદાને અનુસરવુ પડશે.

૬૮

વીમો ઉતરાવવા યોગ્ય હિત (ઈન્સ્યોરબલ ઈન્ટરેસ્ટ) } જે સખશ ફાળો અગર પ્રીમ્યમ આપે છે તેના પોતાના સિવાય, અગર તેની પત્ની, (જો વીમો ઉતરાવનાર સ્ત્રી હોય તો) તેનો પતિ, તેનું સંતાન, તેના સંતાનનું સંતાન, તેના માબાપ, તેનો ભાઇ અગર બ્હેન, અગર તેના ભાણેજ ભાણુજી અગર ભત્રીજા ભત્રીજી સિવાય–બીજા કોઇ માણસને જે વીમા અંગે નાણા આપવાના છે તે માટે વીમો ઉતારવા કાજે કોઇપણ 'પ્રોવીડન્ટ સોસાયટી' કાંઇપણ ફાળો અગર પ્રીમ્યમ લઈ શકશે નહિ.

૬૯

'વહેંચણીના સિદ્ધાન્ત' ઉપર રચાયેલું કામકાજ } (૧) કોઇ પણ 'પ્રોવીડન્ટ સોસાયટી' વહેંચણીના સિદ્ધાન્ત અનુસારનું કાંઇપણ કામકાજ, એટલે કે જે કામકાજમાં વીમાખત (પોલીસી)ની રૂઇએ મળતા લાભ અમુક સમય મર્યાદાની અંદર જે જે વીમાખત (પોલીસી) (તેના નાણાની) પતાવટ માટે પાકે તે તે વીમાખતો (પોલીસીઝ) વચ્ચે અમુક રકમની વહેંચણીના પરિણામ ઉપર જે લાભનો સંપૂર્ણ અગર વધતો ઓછો આધાર છે તે સિદ્ધાન્ત અનુસારનું કામકાજ.

(૨) વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ઼ ઇન્સ્યોરન્સ) એ, વહેંચણીના સિદ્ધાન્ત અનુસારનું કામકાજ ચલાવતી કોઇપણ 'પ્રોવીડન્ટ સોસાયટી'ને આટોપી લેવા માટે

જેટલા બની શકે તેટલા જલ્દી પગલાં લેવાં પડશે. પરંતુ આ કાયદો અમલમાં આવ્યા તારીખે હયાતિમાં હોય તેવી રીતે ' પ્રોવીડન્ટ સોસાયટી ', જો મજકુર તારીખથી ત્રણ માસની અંદર, આ કાયદાના નિયમો અનુસાર પોતાના કામકાજની પુનર્ઘટના કરવાના ઈરાદાથી જો પોતાનું કામકાજ ચલાવવા દેવાની મંજુરી માટે વીમા વ્યવસ્થાધિકારીને અરજી આપશે, તો વીમા વ્યવસ્થાધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ ) મજકુર સોસાયટીનો ભૂતકાળની કારકીર્દિ ધ્યાનમાં રાખીને, તેને જો યોગ્ય લાગશે તો, તેવી મંજુરી મળ્યા તારીખથી બે વર્ષથી વધુ નહિ તેટલા સમય માટે,—તે સોસાયટીને તેનું કામકાજ ચલાવવાની મંજૂરી આપશે. પરંતુ તે દરમ્યાન તેનાથી વહેંચણીના સિદ્ધાન્ત અનુસારનું કાંઈજ નવું કામકાજ લઇ શકાશે નહિ. (તેવો કરાર થઇ શકશે નહિ.)

## ૭૦

નોંધણી— } (૧) સને ૧૯૧૨ ના 'પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ સોસાયટીઝ એક્ટ 'ના નિયમો મુજબ નોંધવામાં આવેલી ' પ્રોવીડન્ટ સોસાયટી ' સિવાયની બીજી કોઇપણ ' પ્રોવીડન્ટ સોસાયટી ' વીમા વ્યવસ્થાધિકારી સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ ) પાસેથી નોંધણીનો દાખલો ( સર્ટીફીકેટ ઓફ રજીસ્ટ્રેશન ) મેળવ્યા સિવાય, કાંઇપણ પ્રીમ્યમ કે ફાળો લઇ શકશે નહિ.

(૨) નોંધણી માટેની દરેક અરજીની સાથે નીચે મુજબના કાગળો સામેલ હોવા જોઇશે:—

(अ) સોસાયટીના નિયમોની સહીસિક્કાવાળી નકલ, અને જ્યારે સોસાયટી સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર સ્થપાએલી કંપની હોય ત્યારે સામીલનની યાદી ( મેમોરેન્ડમ )ની અને કલમબંદી ( બંધારણના નિયમો–આર્ટીકલ્સ ઓફ એસોસીએશન )ની સહીસિક્કાવાળી નકલ; અગર જો સોસાયટી તેવી કંપની નથી તો સોસાયટીના બંધારણના ખતની સહીસિક્કાવાળી નકલ,

(ब) સોસાયટીના માલિકો ( પ્રોપ્રાયટર્સ )ના, અગર વ્યવસ્થાપકો ( ડીરેકટર્સ )ના, અગર મેનેજરના નામ અને શીરનામા—

(क) કલમ–૭૩ માં જણાવેલી પ્રારંભિક અનામત રકમ મૂકાઈ ગઇ છે તે બાબતનો હિંદની રીઝર્વ બેંકનો દાખલો; અને–

(ड) કલમ–૭૨ અનુસાર, કામકાજ ચલાવવા માટે ઓછામાં ઓછું જોઇતું ભંડોળ ( મીનીમમ વર્કીંગ કેપીટલ ) ઉપયોગમાં લઇ શકાય. તેમ સુપ્રાપ્ય છે તે બાબતનું, તેના સમર્થનમાં સોગંદનામાસહિતનું એક જાહેરનામું.

(૩) જ્યાં સુધી વીમા વ્યવસ્થાધિકારીને; સોસાયટીના નિયમો આ કાયદાના નિયમોને અનુરૂપ છે તેવો સંતોષ ન થાય ત્યાંસુધી તથા જ્યાંસુધી તેને કલમ ૭૨ અનુસાર જોઇતું ઓછામાં ઓછું કામકાજ ચલાવવા અંગેનુ ભંડોળ (મીનીમમ વર્કીંગ કેપીટલ) ઉપયોગમાં લઈ શકાય તેમ છે. તે બાબતનો સંતોષ ન થાય ત્યાંસુધી તે વીમા વ્યવસ્થાધિકારી નોંધણી કરવા ના પાડી શકશે. પરંતુ તેને તેવો સંતોષ થતાં, તેણે સોસાયટીની તથા તેના નિયમોની નોંધણી કરવી જ પડશે.

(૪) વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઈન્સ્યોરન્સ), નીચે જણાવેલ પ્રસંગે, તેને યોગ્ય લાગે તે રીતની; તેમાં નોંધણી રદ કરવાના શા કારણો છે તે દર્શાવતી લેખિત નોટીશ (ખબર) આપી, તથા તે સંબંધમાં સોસાયટીને જે કહેવાનું હોય તે સાંભળી લીધા પછીથી,—આ કાયદા નીચે થયેલી—અગર સને ૧૯૧૨ ના "પ્રોવીડન્ટ સોસાયટીઝ એકટ" નીચે બેમાંથી ગમે તે કાયદા નીચે થયેલી નોંધણી રદ કરાવવા માટે કોર્ટને અરજી કરી શકશે અને કોર્ટની મંજુરી મેળવી શકશેઃ—

(अ) જો કલમ. ૮૭ મુજબ કરવામાં આવેલી તપાસના પરિણામે તેને એમ સંતોષ પૂર્વક લાગે કેઃ—

( i ) સોસાયટી નાદાર છે અગર નાદાર થાય તેમ સંભવ છે, અગર તો—

(ii) સોસાયટી (સમાજીનું કામકાજ છળપ્રપંચથી ચાલે છે અગર તો તેનું કામકાજ તેના નિયમો અનુસાર ચાલતું નથી, અગર તો મજકુર સમાજ તેનું કામકાજ ચલાવવું બંધ કરે તે વીમાખત ધરાવનારા ( પોલીસી-હોલ્ડર્સ )ના હિતમાં છે તો.

(ब) કલમ-૭૩ અન્વયે મુકવાની પ્રારંભિક અનામત રકમ અગર તો તે પછી મુકવાની અનામત રકમોમાંની કોઈપણ રકમ ( ડીપોઝીટ) ભરાણી નથી તો; અગર તો—

(क) આ કાયાદાની કોઇપણ જરૂરિઆત (આવશ્યકતા) પૂરી પાડવામાં જો તે સમાજ (સોસાયટી) નિષ્ફળ ગયેલ છે અને વીમા વ્યવસ્થાધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઇન્સ્યોરન્સ)

એ તે બાબતની ખબર ( નોટીસ ) સમાજ ( સોસાયટી )ને મોકલાવ્યા પછીથી પણ જો તેવી નિષ્ફળતા એક માસ સુધી ચાલુ રહેલ છે તો,

પરંતુ પેટાવિભાગ અ (i) નીચે નોંધણી રદ કરવાની અરજી કરવાને બદલે, જો વીમા વ્યવસ્થાધિકારીને તેમ યોગ્ય લાગશે તો, તે ( વીમા વ્યવસ્થાધિકારી ) કોર્ટને એવી ભલામણ કરી શકશે કે તે ( વીમા અધિકારી ) સૂચવે તેવી પદ્ધતિ અનુસાર અને તે સૂચવે તેવી શરતને આધીન રહીને સમાજ (સોસાયટી)ના કરારોની રકમ ઓછી કરવી જોઇએ.

૭૧

' મેનેજીંગ એજન્ટસ 'ની બંધી } કલમ ૩૨ના નિયમ જે રીતે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ને લાગુ પડે છે તે જ રીતે ' પ્રોવીડન્ટ સોસાયટી 'ને પણ તે નિયમો લાગુ પડશે.

એટલે કે વીમા કંપની માફક હવેથી પ્રોવીડન્ટ સોસાયટી (જોગવાઈ વીમા સમાજો) પણ મેનેજીંગ એજન્ટ રાખી શકશે નહિ. જુની પ્રોવીડન્ટ સોસાયટી પણ ફક્ત ત્રણ વર્ષ સુધી જ જુના મેનેજીંગ એજન્ટને ચાલુ રાખી શકશે અને તેમાં પણ દર મહીને તેમને પગાર, કમીશન, અગર બંને મળીને રૂા. ૨૦૦૦) બે હજારથી વધુ રકમ મળી શકશે નહિ.

૭૨

કામ શરૂ કરવા માટે જોઇતું ભંડોળ ( વર્કીંગ કેપીટલ ) } આ કાયદો અમલમાં આવ્યા તારીખ પછીથી સ્થપાએલ દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'પાસે રૂપીઆ પાંચ હજારથી ઓછી નહિ તેટલી

ચોકખી રકમ કામ શરૂ કરતા પહેલાં જોઇતા ભંડોળ (વર્કીંગ કેપીટલ) તરીકે રાખવા માટે પૂરતી થાય તેટલી વસુલ આવેલી થાપણ (પેઇડ અપ કેપીટલ) તેની પાસે નહિ હોય ત્યાંસુધી તેની નોંધણી (રજીસ્ટ્રેશન) કરવામાં આવશે નહિ. અને એ પાંચ હજારની રકમમાં આ કાયદા નીચે મૂકવામાં આપેલી અનામત રકમની, અગર જો સમાજ (સોસાયટી) કંપની હોય તો તે કંપની સ્થાપવામાં જે રકમ ખર્ચાયેલી છે તેની, ગણત્રી થશે નહિ.

## ૭૩

અનામત

(૧) દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી' કે જે આ કાયદો અમલમાં આવ્યા પહેલાંથી સ્થપાએલી છે, તેણે દરેકે આ કાયદો અમલમાં આવ્યા તારીખથી એક વર્ષની અંદર, અને આ કાયદો અમલમાં, આવ્યા પછી સ્થપાએલી દરેક 'સોસાયટી' એ કલમ ૭૦ મુજબની નોંધણી ( રજીસ્ટ્રેશન ) માટેની અરજી કરતાં પહેલાં, હિંદની રીઝર્વ બેંકમાં, તે બેંકની અંદરની કોઇ પણ ઑફીસમાં—હિંદની મધ્યસ્થ સરકાર માટે અને તેના વતીથી રૂપીઆ પાંચ હજાર રોકડમાં, અગર મંજુર કરવામાં આવેલી જામીનગીરીઓ ( એપ્રુવ સીક્યુરીટીઝ) માં—અનામતે મુકયા તારીખે જામીનગીરીઓની જે બજાર કિંમત હશે તે મુજબ તેમની (જામીનગીરીની) કિંમતની ગણત્રી કરતાં જેની કિંમત રૂપીઆ પાંચ હજાર થાય છે, તેટલી રકમની જામીનગીરી, અનામત મુકવી પડશે, અને તે અનામત ચાલુ નિભાવવી પડશે. વળી તે 'સોસાયટી 'એ ત્યારબાદ દર અંગ્રેજી વર્ષે, આગળના

( ગત ) આખા વર્ષ ( અંગ્રેજી વર્ષ દરમ્યાન પ્રીમ્યમની જે કુલ આવક આવી તેના ‘સોસાયટીને મળેલ દાખલ ફી તથા બીજી ફીનો સમાવેશ કરતાં કુલ જે રકમ આવી તેના’ થી ઓછી નહિ તેવી વધુ રકમ દર વર્ષે અનામત તરીકે મૂકતા જવી પડશે, અને તે રીતે તેણે કુલ અનામતની રકમ રૂપીઆ પચાસ હજાર કરી દઇ તેટલી અનામત રકમ નિભાવે જવી પડશે.

(૨) જે રીતે વીમા ઉતારનારે ( ઈન્સ્યોરરે ) મૂકેલ અનામતને કલમ–૭ ની પેટાકલમ (૮) (૯) અને (૧૦) તથા કલમ (૮) ની પેટાકલમ (૧) લાગુ પડે છે તેજ રીતે મજકુર નિયમો, આ કલમ નીચે મૂકેલી અનામત રકમને પણ લાગુ પડશે.

## ૭૪

નિયમો } (૧) આ કાયદો અમલમાં આવ્યા પછીથી સ્થપાએલી દરેક ‘ પ્રોવીડન્ટ સોસાયટી ’એ તેના નિયમોમાં નીચે મુજબની વિગતો દર્શાવવી–રજુ કરવી પડશે,–

(अ) સમાજ ( સોસાયટી )નું નામ, તેનો હેતુ (ધ્યેય) અને તેની નોંધાએલ કચેરી ( રજીષ્ટર્ડ ઓફીસ )નું શીરનામું;

(ब) પ્રસંગો અગર પરિસ્થિતિ ( કન્ટીન્જન્સી ) અગર તેવા પ્રસંગ અગર પરિસ્થિતિના પ્રકારો કે જે ઉપસ્થિત થતાં (વીમાના) નાણાં ચુકવવાના છે તે;

(क) સમાજ ( સોસાયટી )માં દાખલ થતાં પહેલાં જે શરતો પૂરી પાડવાની છે તે, અને તેમાં દાખલ થતાં જે નાણાં આપવાના છે તે;

(ङ) પ્રીમ્યમ અગર ફાળાના દર, અને જે અવધ માટે પ્રીમ્યમ ભરવાનું છે તે, અગર કેટલી વખત ફાળા ભરવાના છે તે;

(ई) વીમાખત ધરાવનાર ( પોલીસી હોલ્ડર )ને અગર ફાળો આપનારને મળવાની વધારેમાં વધારે (મેકસીમમ) રકમ;

(फ) ' સોસાયટી 'એ જોગવાઈ કરેલા લાભોનું સ્વરૂપ (તેના પ્રકાર) અને તેની રકમ;

(ग) વીમાખત ધરાવનાર ( પોલીસી હોલ્ડર )ને જે પ્રસંગોએ ' બોનસ ' આપી શકાય તે પ્રસંગો;

(घ) જે પ્રસંગ ( કન્ટીન્જન્સી ) ઉપસ્થિત થતાં નાણું આપવાના છે, તે પ્રસંગ બન્યો છે કે કેમ તે સાબિત કરવા માટે જોઈતા પુરાવાનું સ્વરૂપ;

(आई) ' વીમાખત ' ( પોલીસીઝ ) ક્યારે જપ્ત થઈ શકે અગર ફરીને નવેસરથી ક્યારે કાઢી શકાય ( ' રીન્યુ ' કરી શકાય ) તે પ્રસંગો, અગર ક્યારે વીમાખત અંગે ભરેલા તમામ પ્રીમ્યમ અગર તે ' પ્રીમ્યમ 'નો કાંઈ પણ ભાગ ક્યારે પાછો મળે તે પ્રસંગો, અગર ક્યારે વીમાખત (પોલીસી)ની નગદ વાપસ કિંમત ( સરેન્ડર વેલ્યુ ) આપવામાં આવશે તે પ્રસંગો;

(जे) પ્રીમ્યમ અગર ફાળા ભરવામાં થયેલ ઢીલ અગર નિષ્ફળતાને કારણે થતો દંડ;

(के) ' સોસાયટી 'ની વાર્ષિક આવકનું કેટલું પ્રમાણ ખર્ચી નાંખી શકાય તે, અને સમાજ ( સોસાયટી )ના વહી-

વટનું ખર્ચ પૂરૂં પાડવા માટે શી જોગવાઈ અગર નિયમો કરવામાં આવ્યા છે તે;

(**ल**) 'સમાજ' (સોસાયટી)ના નાણાં રોકવાનો (ઇન્વેસ્ટ કરવાનો) કયા માણસનો અગર કયા માણસોનો અગર કોનો (નાણાં મુકવાનો–થાપણ રોકવાનો) અધિકાર છે તે;

(**म**) હિસાબ તપાસનાર (ઓડીટર)ની નીમણુક માટેના તથા તેમના મહેનતાણા માટેના નિયમો;

(**न**) સમાજ (સોસાયટી)ના નિયમોમાં ફેરફાર કરવા માટે કઈ પદ્ધતિ–શી રીત (પ્રોસીજર) અખત્યાર કરવાની છે તે;

(**ओ**) જો મજકુર સોસાયટી સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર સ્થપાએલી કંપની છે, અને જો તેના બંધારણના ખરડા (આર્ટીકલ્સ ઓફ એસોસીએશન)માં નીચેની વસ્તુઓ માટે નિયમો કરવામાં આવેલ નથી તો તે તે વસ્તુઓ તેમાં રજુ કરવી પડશે:—

(i) ડીરેક્ટરની, મેનેજરની, મંત્રી (સેક્રેટરી)ની અગર કંપનીના બીજા કોઈ અમલદારની નીમણુક કરવાની, અગર તેને છુટો કરવાની, શું રીત છે તે, તથા તેમની શું શું લાયકાત (કવોલીફીકેશન્સ) જોઇશે તે, અને તેમના શા અધિકાર રહેશે તે;

(ii) વધારાનું ભંડોળ કઈ પદ્ધતિથી ઉભું કરી શકાશે તે; અને–

(iii) તેના સભાસદોની તથા વીમાખત ધરાવનારાઓ (પોલીસી હોલ્ડર્સ)ની સામાન્ય સભા મેળવવા માટેના, અને તે સભામાં કોને શું અધિકાર રહેશે તે બાબતના, તથા તેમાં

કેવી પદ્ધતિ અનુસાર કામ ચાલશે, તેને લગતા નિયમો; અને–

(ધી) બીજી એવી બાબતો જે આ નિયમો માટે ઠરાવવામાં આવે તે–તમામ તેમાં દર્શાવવી પડશે.

(૨) જો, સને ૧૯૧૨ ના 'પ્રોવીડન્ટ સોસાયટીઝ એક્ટ' નીચે નોંધાએલી (રજીષ્ટર્ડ) કોઇપણ 'પ્રોવીડન્ટ સોસાયટી' ના નિયમો, આ કલમમાં દર્શાવ્યા મુજબની જરૂરિઆતો પૂરી પાડતા ન હોય તો તે 'સોસાયટી'એ આ કાયદો અમલમાં આવ્યા તારીખથી એક વર્ષ પૂરૂં થાય તે પહેલાં, તે નિયમો, આ નિયમોમાં જણાવેલી તમામ વિગત પૂરી પાડે તેવા સુધારી નાંખવા પડશે.

## ૭૫

**નિયમોમાં સુધારો કરવા બાબત.**

(૧) 'પ્રોવીડન્ટ સોસાયટી'ના કોઈપણ નિયમમાં કરવામાં આવેલ કાંઈપણ ફેરફાર જ્યાં સુધી વીમા વ્યવસ્થા અધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ )ને તેવો ફેરફાર મોકલવામાં આવે નહિ અને જ્યાં સુધી તે તેવા ફેરફારની નોંધણી ( રજીષ્ટર ) કરે નહિ; ત્યાં સુધી તેવો કોઈપણ ફેરફાર કાયદેસરનો (વેલીડ–વ્યવહારોપયોગી) ફેરફાર મનાશે નહિ.

(૨) વીમા વ્યવસ્થાધિકારીને એમ સંતોષ થશે કે સુચવેલ સુધારો આ કાયદાના નિયમો વિરૂદ્ધના નથી તો, મજકુર સુધારેલ નિયમ નોંધ્યા બાબતની પહોંચ સમાજ ( સોસાયટી )ને તે અધિકારીએ આપવી પડશે; પરંતુ જો તેના અભિપ્રાય મુજબ મજકુર સુધારો સમાજ ( સોસાયટી )ના ચાલુ સભ્યો અગર વીમાખત ધરાવનારાઓ ( પોલીસી હોલ્ડર્સ )

ના હકને ગેરવ્યાજબી રીતે અસર કરે છે એમ તેને લાગશે તો વીમા વ્યવસ્થાધિકારી મજકુર નોંધણી કરવાની ના કહી શકશે.

જો ઉપર મુજબ વીમા અધિકારી-( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઈન્સ્યોરન્સ ) સુધારેલ નિયમની નોંધ ન કરે તો તેના હુકમ ઉપર-કલમ ૧૧૦ મુજબ કોર્ટને-અપીલ (વિવાદ) કરી શકાશે.

૭૬

નિયમોની નકલ આપવા બાબત } દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'એ, તે સમાજ (સોસાયટી)ના કોઈપણ સભ્ય (સભાસદ)ની માગણી આવતાં, તેને સોસાયટીના નિયમોની એક નકલ કાંઈપણ ખર્ચ લીધા વગર આપવી પડશે; અને જો તે સોસાયટીના સભ્ય સિવાય બીજા કોઇ સખશને તે નકલની જરૂર હોય તો તેને રૂપીઆ એકથી વધુ નહિ તેટલી રકમ લઇને તેને નિયમની નકલ આપવી પડશે.

૭૭

નોંધાયેલી કચેરી } દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'એ એક કચેરી (ઑફીસ) રાખવી પડશે કે જે કચેરીના શીરનામે સઘળા કાગળ પત્રો તથા સુચના પત્રો (નોટીસીઝ) મોકલાવી શકાશે. વળી તે કચેરીની બહાર, પ્રસિદ્ધ ઠેકાણે (દેખાઇ આવે તેવી જગોએ) પોતાનું નામ-સહેલાઈથી વાંચી શકાય તેવા અક્ષરે લખેલું-ખુલ્લું રાખવામાં આવશે. અને તેના (કચેરીના) સ્થળમાં જો

કાંઇ ફેરફાર થાય તો તે ફેરફારની ખબર તે સોસાયટીએ વિમા–અધિકારીને તે ફેરફાર થયા તારીખથી અઠ્ઠાવીસની અંદર આપવી પડશે.

## ૭૮

મંજુર થયેલી થાપણની પ્રસિદ્ધિ સાથોસાથ, ભરાએલી અને વસુલ આવેલી થાપણની પણ પ્રસિદ્ધિ કરવા બાબત

જ્યારે 'સોસાયટી'ની કોઇપણ 'નોટીસ' (સૂચના) માં, જાહેર ખબરમાં; અગર પ્રસિદ્ધ કરેલા ઓફીસને લગતા (ઓફીશ્યલ) બીજા કોઈ કાગળ પત્રમાં 'સોસાયટી'ની મંજુર કરેલી થાપણની રકમનો ઉલ્લેખ કરવામામાં આવેલ હશે, ત્યારે ત્યારે તેવા જાહેરનામામાં થાપણની જે રકમ ભરાઈ હશે તે; અને જે રકમ વસુલ આવી હશે તે બંને રકમો પણ તેની સાથેજ દર્શાવવી પડશે,

## ૭૯

દફતરો અને ચોપડીઓ બાબત

દરેક "પ્રોવીડન્ટ સોસાયટી'એ તેની નોંધાએલી કચેરીએ નીચે મુજબના પત્રકો અને ચોપડા રાખવા પડશે—

(અ) સભાસદોનું એક પત્રક (રજીષ્ટર) અગર દફતર કે જેની અંદર–'સોસાયટી'ના દરેક સભાસદનું તથા દરેક માલિક (પ્રોપ્રાયટર)નું વ્યવસ્થાપકનું (ડીરેકટર), મેનેજરનું અને મંત્રી સેક્રેટરી)નું, દરેકનું નામ, શીરનામું અને તેમનો જે કાંઈ ધંધો હોય તે–તેટલી વિગતોની નોંધ રાખવામાં આવશે;

(ख) વીમાખત (પોલીસીઝ)નું એક પત્રક (રજીષ્ટર) અગર દફતર કે જેની અંદર—'સોસાયટી'એ કાઢેલ દરેક વીમાખત (પોલીસી)ની બાબતમાં, વીમાખત ધરાવનાર (પોલીસી—હોલ્ડર)નું નામ, અને શીરનામું વીમાખત (પોલીસી) નક્કી કર્યા તારીખ, અને કોઇપણ ફેરબદલો ( ટ્રાન્સફર ) સ્વત્વાર્પણ (એ સાઇનમેન્ટ) યા નોમીનેશન કે જેની સોસાટીને ખબર આપવામાં આવેલ છે તે ટ્રાન્સફર, એસાઇનમેન્ટ, યા નોમીનેશન—તેટલી વીગતોની નોંધ રાખવામાં આવશે;

(क) દાવાઓ (માગણીઓ—કલેઇમ્સ)નું એક પત્રક અગર દફતરે કે જેની અંદર, સોસાયટી પાસે (રજુ) કરવામાં આવેલ દરેક માગણીની, તથા તે માગણી કર્યા તારીખની, તથા દાવેદાર (કલેઇમન્ટ)ના નામ અને શીરનામાની, તથા જો દાવો ચુકવવામાં આવ્યો હોય તો ચૂકવ્યા તારીખની, અગર જો તેની માગણી નામંજુર કરવામાં આવી હોય તો તે નામંજુર કર્યાની તારીખ, તથા તે નામંજુર કરવાના કારણોની—તેટલી વિગતોની નોંધ રાખવામાં આવશે;

(ड) તે સોસાયટીના દલાલો (એજન્ટસ)નું એક પત્રક કે જેની અંદર સોસાયટીના દરેક 'એજન્ટ'નું નામ અને શીરનામું નોંધવામાં આવશે;

(ढ) એક રોકડમેળ (કેશ—બુક—રોકડની નોંધવહી), કે જેની અંદર સોસાયટી પાસે આવેલા તથા તેણે ખર્ચેલા તમામ નાણાંનો, કલમ—૬૫ માં દર્શાવેલા પ્રસંગો (કન્ટીન્જન્સીઝ)ના દરેક વર્ગ મુજબ જુદો જુદો હિસાબ દર્શાવવામાં

આવશે,–વળી તેમાં જે બાબતો સંબંધે નાણું આવ્યું હોય અગર ખરચાયું હોય તેની વિગત પણ આપવામાં આવશે;

(ख) ખાતાવહી; અને—

(ग) રોજમેળ.

૮૦

રેવન્યુ હિસાબ સરવૈયું અને વાર્ષિક નિવેદન (રીપોર્ટ) } (૧) દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'એ દરેક અંગ્રેજી વર્ષની આખરે પોતાનો તે વર્ષ દરમ્યાનનો–ઠરાવેલા નમુના મુજબનો–રેવન્યુ હિસાબ તથા સરવૈયું, ઠરાવેલી પદ્ધતિ અનુસારના સોગંદનામાના સમર્થન સહિતનું, તેણે તૈયાર કરવું પડશે, વળી તેમાં સોસાયટીના કામકાજની સામાન્ય પરિસ્થિતિનો અહેવાલ પણ આપવો પડશે; વળી તેણે રેવન્યુ હિસાબ અને સરવૈયું એક હિસાબ તપાસનારા (ઑડીટર) પાસે તપાસરાવવાં પડશે. (ઑડીટ કરાવવા પડશે) અને 'પ્રોવીડન્ટ સોસાયટી'ના હિસાબ તપાસવામાં જ્યાંસુધી બની શકશે ત્યાંસુધી, તે હિસાબ તપાસનારા (ઑડીટર)ને "હિંદના કંપનીઓના કાયદા'ની કલમ ૧૪૫. મુજબનો ઑડીટર'ને હોય છે તેટલીજ સત્તા અગર અધિકાર રહેશે. તે કલમમાં 'ઑડીટર' માટે નિર્દિષ્ટ કરેલું તમામ કામકાજ આ હિસાબનીશ કરશે; તેમાં જણાવ્યા મુજબની હિસાબનીશ (ઑડીટર)ની ફરજ એ અદા કરશે, અને તે કલમમાં જણાવ્યા મુજબની જવાબદારીને આધીન તે રહેશે.

(૨) દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી' દર અંગ્રેજી વર્ષની આખરે, તે તે વર્ષને લગતું:—

(अ) કલમ–૬૫–માં જણાવેલા જુદા જુદા વર્ગના પ્રસંગો (કન્ટીન્જન્સીઝ) બનાવો અનુસાર, દરેક વર્ગ માટે જુદું જુદું દર્શાવતું, નીચેની બાબતોનું સ્ટેટમેન્ટ:—

(i) વર્ષ દરમ્યાન નવા વીમાખત (પોલીસીઝ) ઉતાર્યાં તેની સંખ્યા, તેવા વીમાખત દ્વારા કરેલા વીમાના કામકાજની કુલ રકમ (એમાઉન્ટ ઈન્સ્યોર્ડ) તથા તેવા વીમાખત રૂઇએ આવેલી પ્રીમ્યમની કુલ આવક, તથા વર્ષ દરમ્યાન જે ચાલુ 'પોલીસીઝ' બંધ પડી (ડીસ્કન્ટીન્યુડ) હોય તેની સંખ્યા, તથા તેવી 'પોલીસી અંગેના વીમાની કુલ રકમ—તેટલી વસ્તુઓ દર્શાવતું–અને—

(ii) વર્ષ દરમ્યાન કરવામાં આવેલ માગણીઓ (કલેઈમ્સ) ની કુલ રકમ, અને તેવા દાવા ચુકવવામાં આપેલા નાણાની કુલ રકમ દર્શાવતું, એક સ્ટેટમેન્ટ. (તેણે રજુ કરવું પડશે).

(ब) વીમો ઉતરાવનાર સખશની જીંદગી સિવાય બીજાની જીંદગી ઉપરના વીમાના, તે વર્ષ દરમ્યાન કરેલા કામકાજની વિગત દર્શાવતું એક ' સ્ટેટમેન્ટ ', અને

(क) વર્ષ દરમ્યાન દલાલોને તથા આડતીઆઓ (કેન્વાસર્સ) ને આપેલી કુલ રકમ ( મહેનતાણું અગર ભથ્થું )– દર્શાવતું એક સ્ટેટમેન્ટ.

(૨) આ કાયદો અમલમાં આવ્યા તારીખથી બે વર્ષ પૂરા થાય ત્યાં સુધીના માટે–સને ૧૯૧૨ ના ' પ્રોવીડન્ટ સોસાયટીઝ ઍક્ટ ' અનુસાર આ કાયદો અમલમાં આવ્યા પહેલાં નોંધાએલી ' પ્રોવીડન્ટ સોસાયટીઝ ' માટે આ કલમ–

૭ અને કલમ–૭૩ માં જ્યાં જ્યાં “ અંગ્રેજી વર્ષ ” (કેલેન્ડર થીઅર)નો ઉલ્લેખ છે ત્યાં ત્યાં કેમ જાણે તે જગ્યાએ “ અંગ્રેજી વર્ષ અગર હિસાબી વર્ષ ( ફાઇનેન્શ્યલયીઅર )નો ઉલ્લેખ હોય તેમ તે બંને કલમ તેવી રીતે લાગુ પડશે.

૯૧

હિસાબનીશનું નિવેદન અને તારણ ( ઍબ્સ્ટ્રેકટ ) — (૧) દરેક ‘ પ્રોવીડન્ટ સોસાયટી ’એ દર પાંચ વર્ષે ઓછામાં ઓછું એક વખત, અગર તો ‘સોસાયટી ’ના નિયમોમાં નક્કી કર્યા મુજબના દર પાંચ વર્ષથી ટુંકા અંતરે પણ નિયમિત ‘ સોસાયટી ’ની આર્થિક પરિસ્થિતિની તપાસ હિસાબનીશ (ઍકચ્યુઅરી) દ્વારા કરાવવી પડશે; તે તપાસમાં હિસાબનીશે ‘સોસાયટી’ની પુંજીની તથા તેની જવાબદારીની કિંમતની આકારણી (મુલ્યાકન–વેલ્યુએશન)નો સમાવેશ કરવો જોઇશે.

(૨) હિસાબનીશના નિવેદનમાં નીચે મુજબની વિગતો દર્શાવતું તારણ (મુખ્તેસર અહેવાલ–ઍબ્સ્ટ્રેકડ) હોવું જોઇશે:–

(અ) મુલ્યાંકન (કિંમતની આકારણી) માટે આધાર રાખવામાં આવેલા સામાન્ય સિદ્ધાન્તો, જેની અંદર જીંદગીઓની ‘ વેલ્યુએશન એઈજ ’ ( કિંમત આકારવા માટેની ઉંમર જે પદ્ધતિથી નક્કી કરવામાં આવી હશે તે પદ્ધતિ પણ દર્શાવવી પડશે.–

(બ) દરેક ઉંમરે મૃત્યુનું પ્રમાણ, અને બીજા કોઈ આધારભુત મુદ્દાઓ, તથા કિંમત આકારવા માટે વપરાએલ ‘ એન્યુએટી વેલ્યુઝ ’

(क) ઉતારેલા વીમાખત (પોલીસીઝ ઇફેકટેડ) પરત્વેનો સીલકી અવેજ (રીઝર્વ વેલ્યુ)

(ख) અનુમાન કરેલો ( ધારવામાં આવેલો ) વ્યાજનો દર, અને (ग) ખર્ચે માટે કરવામાં આવેલી જોગવાઇ,

અને વળી તે સાથે-કિંમતની યોગ્ય આકારણી થાય તે માટે, જોઇતી દરેક વસ્તુઓ અને વિગતો હિસાબનીશ માટે સુપ્રાપ્ય હતી-તેને જોઇએ તો મળી શકે તેમ હતી-તેવો, અને દરેક વીમાખત ( પોલીસી ) કે જેની રૂઇએ સીધીયા આડકતરી (તાત્કાળિક યા શરતી) જવાબદારી 'સોસાયટી'ની છે તે તે દરેક વીમાખત (પોલીસી)ની સંપૂર્ણ અને સાચી વિગતો હિસાબનીશને તપાસમાટે પૂરી પાડવામાં આવી છે તેવો, 'સોસાયટી'ના મુખ્ય અધિકારીની સહીવાળો દાખલો અગર પ્રમાણપત્ર પણ સામેલ રાખવું પડશે.

(૩) જો હિસાબનીશ ( ઍકચ્યુઅરી )ને 'સોસાયટી'ની આર્થિક પરિસ્થિતિ એવી માલુમ પડશે કે વીમાખત ધરાવનારા ( પોલીસી હોલ્ડર્સ )માં 'બોનસ' તરીકે વહેંચવા માટે અગર તો શેર-ધરાવનારાઓમાં 'ડીવીડન્ડ' (નફાની વહેંચણી) આપવા માટે, કાંઇ જ વધારો રહેતો નથી, તો તેણે તેના નિવેદન (રીપોર્ટ)માં જણાવવું પડશે કે તેના અભિપ્રાય મુજબ સોસાયટી નાદાર છે કે કેમ, અને જો તેમ હોય ( તેનું દેવું તે નહિ આપી શકે તેમ લાગે ) તો તેનું કામકાજ આટોપી લેવું કે કેમ, અને ચાલુ કરારોમાં તેના મત મુજબ કેટલો ફેરફાર કરવો ઉચિત છે ( ઘટાડવા યોગ્ય છે કે કેમ અને તો કેટલા પ્રમાણમાં ), અગર તો પુંજી (ઍસેટસ-ઇસ્કામત)ની

ખોટ પૂરી પાડવા માટે પ્રીમ્યમના ચાલુ દર વધારવાની કે સુધારવાની તેના મત મુજબ જરૂરાત છે કે કેમ અને તો કેટલા પ્રમાણમાં–તે તમામ વિગત તેણે તેના નિવેદન (રીપોર્ટ)માં જણાવવી પડશે.

## ૮૨

| | |
|---|---|
| વીમા વ્યવસ્થાધિકારીને પત્રકો (રીટર્ન્સ) પૂરા પાડવા બાબત. | રેવન્યુ હિસાબ તથા સરવૈયું તેની ઉપરના હિસાબનીશના |

નિવેદન ( રીપોર્ટ ) સાથેનું, તથા કલમ–૮૦ પેટા કલમ (૧) માં નિર્દિષ્ટ કરેલા–સોસાયટીના કામકાજની સામાન્ય પરિસ્થિતિ ઉપરનું નિવેદન, તથા કલમ–૮૦–પેટા–કલમ (૨) માં દર્શાવેલા ‘ સ્ટેટમેન્ટસ ’ એ તમામ–, તેમાં જે અવધ સુધીનો હિસાબ વિગેરે રજુ થયું હશે તે અવધની છેલ્લી તારીખથી ત્રણ માસની અંદર,–‘ સોસાયટી ’એ વીમા વ્યવસ્થાધિકારીને–પત્રકો ( રીટર્ન્સ ) તરીકે પૂરા પાડવા પડશે; અને પૂરા પાડવામાં આવેલ રેવન્યુ હિસાબની અગર સરવૈયાની અગર ઑડીટર ( હિસાબ તપાસનારા )ના સરવૈયા ઉપરના નિવેદનની અગર સોસાયટીની સામાન્ય પરિસ્થિતિ ઉપરના નિવદેનની, નકલ લેવા માટે કોઈપણ શેર ધરાવનાર ( શેર-હોલ્ડર )ની અગર વીમાખત ધરાવનાર ( પોલીસી હોલ્ડર )ની અરજી અવશે તો નકલની ફીનો એક રૂપીઓ લઇને અરજી પહોંચ્યા તારીખથી ચૌદ દિવસની અંદર તેને મજકુર દસ્તાવેજોની નકલ મોકલાવવી પડશે.

(૨) કલમ–૮૧ના નિયમો અનુસાર સોસાયટીની જવાબદારીઓની કિંમતની યોગ્ય આકારણી ( વેલ્યુએશન ) માટે જોઈતી તમામ વસ્તુઓ, તે તે હિસાબ હકીકત વિ. વસ્તુઓ જે અવધ સુધીની હશે તે અવધની છેલ્લી તારીખથી તે તે ત્રણ માસ સુધી તેને તમામ વસ્તુઓ હિસાબનીશને હવાલે–તેને મળી શકે તેવી રીતે રાખવી પડશે; અને બીજા વધુ ત્રણ માસની અંદર, કલમ–૮૧માં નિર્દિષ્ટ કરેલા નિવેદન અને તારણ (મુખ્તેસર હકીકત–ઍબ્સ્ટ્રેક્ટ ) હિસાબનીશે વીમા વ્યવસ્થા ધિકારીને પત્રક ( રીટર્ન્સ ) તરીકે પૂરા પાડવા પડશે.

(૩) ‘ પ્રોવીડન્ટ સોસાયટી ’ કે જે સને ૧૯૧૩ના ‘ હિંદના કંપનીઓના કાયદા ’ અનુસાર અગર સને ૧૮૮૨ના અગર સને ૧૮૬૬ના હિંદના કંપનીઓના કાયદા ‘ અનુસાર સ્થપાએલી કંપની છે, અગર મજકુર કાયદાદ્વારા જે કાયદો રદ કરવામાં આવેલ છે તેવા કોઈપણ કાયદા અનુસાર સ્થપાએલી કંપની છે તેવી કંપનીના હિસાબ અને સરવૈયાને–જેવી રીતે કલમ–૧૭ના નિયમો વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) ના હિસાબ અને સરવૈયાને લાગુ પડે છે–બરાબર તેવી રીતેજ તે નિયમો મજકુર સોસાયટીના હિસાબ અને સરવૈયાને પણ લાગુ પડશે.

એટલે કે જે પ્રોવીડન્ટ સોસાયટી હિંદના કંપનીઓના કાયદા-અનુસાર સ્થપાએલી કંપની છે, તે આ કાયદા અનુસાર જે હિસાબ અને સરવૈયું રજુ કરે તેજ હિસાબ અને સરવૈયું “ રજીસ્ટ્રાર ઑફ કંપનીઝ ’ને મોકલાવી શકશે. અને તદઅનુસાર મોકલાવેલ હિસાબ અને સરવૈયું ‘ કંપનીઝ ઍક્ટ ’ની કલમ–૧૩૪ મુજબ મોકલાવેલ હિસાબ અને સરવૈયાની તુલ્ય લેખાશે

## ૮૩

‘ સ્કીમ ’ની હિસાબનીશદ્વારા તપાસ

(૧) આ કાયદો અમલમાં આવ્યા પછીથી સ્થપાએલી દરેક ‘ પ્રોવીડન્ટ સોસાયટી ’એ, પોતાની વીમાની દરેક સ્કીમ ( પત્રક—ગોઠવણુ ) કે જે અમલમાં મુકવા સોસાયટી ઈચ્છા ધરાવે છે તે દરેક ‘ સ્કીમ ’ની હિસાબનીશ ( ઍક્ચ્યુઅરી ) દ્વારા તપાસ ( પરીક્ષા ) તેણે કરાવવી પડશે. વળી સને ૧૯૧૨ના ‘ પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ સોસાયટીઝ ઍક્ટ ’ના નિયમો અનુસાર આ કાયદો અમલમાં આવ્યા પહેલાં નોંધાએલી દરેક ‘ પ્રોવીડન્ટ સોસાયટી ’એ આ કાયદો અમલમાં આવ્યા પછીથી જે કોઈ નવી સ્કીમ—( પદ્ધતિ—રચના ) અમલમાં મુકવા તે સોસાયટી ઈરાદો ધરાવે છે તે દરેક ‘ સ્કીમ ’ની હિસાબનીશદ્વારા તપાસ કરાવવી પડશે. અને જ્યાં સુધી તે ‘ સ્કીમ ’ ( પદ્ધતિ ) સદ્ધર ( વ્યવહારૂ ) છે તેવું હિસાબનીશનું પ્રમાણપત્ર તે સોસાયટીને ન મળે અને જ્યાં સુધી તેવું પ્રમાણપત્ર વીમા વ્યવસ્થાધિકારીને મોકલવામાં ન આવે ત્યાં સુધી મજકુર ‘ સ્કીમ ’ અનુસાર કાંઈપણ પ્રીમ્યમ અગર ફાળો તેનાથી સ્વીકારી શકાશે નહિ.

(૨) વળી જે ‘ સ્કીમ ’નો અમલ ચાલુ છે તેમાં કાંઈપણ ફેરફાર થાય તો તે બાબતમાં પણ પેટાકલમ (૧) ના નિયમો લાગુ પડશે. પરંતુ જો વીમા વ્યવસ્થાધિકારીના અભિપ્રાય મુજબ સદહુ ફેરફાર ચાલુ વીમાખત ધરાવનારાઓ

( પોલીસી હોલ્ડર્સ )ના હિતને ગેરવ્યાજબી અસર કરનારો માલુમ પડશે તો, વીમા વ્યવસ્થાધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઈન્સ્યોરન્સ ) તેવા ફેરફારની મનાઈ ફરમાવી શકશે; અને જો વીમાવ્યવસ્થાધિકારી તેવી મનાઈ ફરમાવશે તો,–જ્યાં સુધી જે ચાલુ વીમાખત ધરાવનારાઓ ( પોલીસી હોલ્ડર્સ ) મજકુર ફેરફાર નાકબુલ કરે છે તે વીમાખત ધરાવનારા અંગેની 'સોસાયટી'ની બધી જવાબદારીઓ તેણે અદા કર્યાનો વીમા વ્યવસ્થાધિકારીને તે સોસાયટી સંતોષ આપી શકે નહિ ત્યાં સુધી,–સોસાયટી મજકુર ફેરફારવાળી 'સ્કીમ' અમલમાં મુકી શકશે નહિ ( તે 'સ્કીમ' મુજબનું કામકાજ શરૂ કરી શકશે નહિ ).

(૩) સને ૧૯૧૨ ના 'પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ સોસાયટીઝ એકટ' અનુસાર, આ કાયદો અમલમાં આવ્યા પહેલાં નોંધાએલી દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'એ જેમ બને તેમ જલ્દી, અને મોડામાં મોડું આ કાયદો અમલમાં આવ્યા તારીખથી ૭ માસ પૂરા થાય તે પહેલાં, આ કાયદો અમલમા આવ્યા તારીખે તે સોસાયટીની જેટલી વીમાની 'સ્કીમ' ( પદ્ધતિ–ટેબલ્સ ) અમલમાં હોય તે બધી હિસાબનીશ (એકચ્યુઅરી )ની તપાસ માટે રજુ કરવી પડશે; અને તે ઉપરનું હિસાબનીશનું નિવેદન તે સોસાયટીએ વીમાવ્યવસ્થાધિકારીને મોકલવું પડશે.

(૪) હિસાબનીશે તેના નિવેદનમાં દરેક સ્કીમ–હિસાબનીશની ગણત્રી મુજબ તે સદ્ધર છે કે કેમ તે જણાવવું પડશે. અને મજકુર તપાસ થાય તે અગાઉના બે વર્ષ દર-

ધ્યાન જો કલમ-૮૧ માં દર્શાવ્યા મુજબનું હિસાબનીશનું નિવેદન ( રીપોર્ટ ) ( તથા તપાસ ) કરવામાં આવેલ નહિ હોય તો, હિસાબનીશે તેના નિવેદનમાં જણાવવું પડશે કે ચાલુ 'સ્કીમ' ( પદ્ધતિઓ ) અનુસારની તેની જવાબદારીઓ અદા કરવા માટે સોસાયટીની પુંજી પૂરતી છે કે કેમ,-અને જો મજકુર જવાબદારીઓ અદા કરવા માટે તેની પુંજી પૂરતી ન હોય તો, હિસાબનીશના અભિપ્રાય મુજબ ચાલુ કરારોમાં કેવી રીતનો ફેરફાર કરવો જરૂરી છે તે પણ તેણે દર્શાવવું પડશે.

(૫) જો કોઈપણ 'સ્કીમ' (પધ્ધતિ) હિસાબનીશના અભિપ્રાય મુજબ સધ્ધર નથી તેવું હિસાબનીશ જણાવશે

તો વીમા વ્યવસ્થાધિકારીએ સોસાયટીને તે 'સ્કીમ' અનુસારનું કામકાજ બંધ કરવાની ખબર (નોટીસ) આપવી પડશે; અને મજકુર ખબર (નોટીસ) મળ્યા તારીખથી એક માસ પૂરો થયા પછીથી—સોસાયટી તે 'સ્કીમ' (પધ્ધતિ) અનુસાર કાંઈપણ પ્રીમ્યમ અગર ફાળો સ્વીકારી શકશે નહિ અગર તો તે 'સ્કીમ' અનુસારના કોઇપણ વીમાખત (પોલીસી)નો કરાર કરી શકશે નહિ.

(૬) જ્યારે પેટા કલમ (૫) અનુસાર કોઇપણ 'સ્કીમ' (પધ્ધતિ—ગોઠવણ)ની બંધી ફરમાવવામાં આવશે ત્યારે, જો સોસાયટીની પુંજી તેની બધી અસ્તિત્વ ધરાવતી જવાબદારીઓને અદા કરવા માટે પૂરતી હશે તો, તેવી રીતે બંધી ફરમાવેલી પધ્ધતિ નીચે ઉભી થતી જવાબદારીઓ અદા કરવા માટે, હિસાબનીશના અભિપ્રાય મુજબ જેટલી રકમ પૂરતી છે તેટલી રકમ તેની પુંજીમાંથી 'સોસાયટી'એ જુદી (અનામત) મૂકી રાખવી પડશે; અને જો તેની પુંજી તેની જવાબદારીઓ અદા કરા માટે પૂરતી નહિ હોય તો તેવી બંધી ફરમાવ્યા તારીખથી ત્રણ માસની અંદર તેના ચાલુ કરારોમાં ફેરફાર કરવાને માટે 'સોસાયટી'એ કોર્ટને અરજી કરવી પડશે; અગર જો તેવો ફેરફાર નહિ થઈ શકે તો 'સોસાયટી'એ તેનું કામકાજ આટોપી લેવા (વાઇન્ડીંગ અપ) માટે ઉપર જણાવેલા સમય દરમ્યાન કોર્ટને અરજી કરવી પડશે.

## ૮૪

હિસાબ અને ભંડોળની જુદીજુદી વર્ગવાર વ્યવસ્થા } જો 'પ્રોવીડન્ટ સોસાયટી' કલમ—૬૫ માં જુદાજુદા નિર્દિષ્ટ કરેલા પ્રસંગો (કન્ટીન્જન્સીઝ)માંના એકથી વધુ

વર્ગના અંગેના વીમાની 'પોલીસી' ઉતારવાનું કામકાજ કરતી હોય, તો તે 'સોસાયટી'એ તેવા દરેક વર્ગના અંગે આવેલા તમામ નાણાનો તથા તે વર્ગ અંગે ખર્ચેલ તમામ નાણાનો, કલમ-૭૯ માં દર્શાવેલી રોકડમેળ (કેશ-બુક)માં-જુદોજુદો વર્ગવાર હિસાબ રાખવો પડશે.

૮૫

નાણાનું રોકાણ (થાપણ) (ઈન્વેસ્ટમેન્ટ) } (૧) દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'એ પોતાની કુલ પુંજીના પચાસ ટકાથી ઓછી નહિ તેટલી રકમ સરકારી જામીનગીરીઓમાં અગર તો સને ૧૮૮૨ ના 'ઇન્ડીયન ટ્રસ્ટસ એકટ'ની કલમ-૨૦-પેટા કલમ (क) અને (ड) માં દર્શાવેલી અગર તેમાં ઉલ્લેખ કરાએલી જામીનગીરીઓમાં રોકવી પડશે; અને જો ઉપર દર્શાવેલી જામીનગીરીઓમાં તેટલા (કુલ પુંજીના પચાસ ટકાથી ઓછા નહિ તેટલા) નાણા 'સોસાયટી'એ નહિ રોકેલ હોય તો, સોસાયટીએ દર વર્ષે વધારાની (બચત) તમામ પુંજી, જયાંસુધી કુલ રોકવામાં આવેલી તમામ પુંજી સોસાયટીની કુલપુંજીના પચાસ ટકાથી ઓછી નહિ તેટલી રકમની થાય ત્યાંસુધી ઉપર મુજબની જામીનગીરીઓમાં રોકતા (ઇન્વેસ્ટ કરતા) જવી પડશે; અને એ રીતે તેણે તેવી જામીનગીરીઓમાં સોસાયટીની કુલ પુંજીના પચાસ ટકાથી ઓછી નહિ તેટલી રકમ ચાલુ રોકેલી ('ઈન્વેસ્ટ' કરેલી) રાખવી પડશે.

(૨) 'પ્રોવીડન્ટ સોસાયટીનું કાંઇપણ ભંડોળ અગર

કાંઈ રોકાણ (ઇન્વેસ્ટમેન્ટ–થાપણ), કલમ ૭૩ અનુસાર મૂકેલી અનામત રકમ સિવાયનું બીજું કાંઈપણ ભંડોળ અગર થાપણ (ઇન્વેસ્ટમેન્ટ) સોસાયટીના નામ સિવાય, અગર જો મધ્યસ્થ સરકારે સાર્વજનિક અધિકારીના નામ ઉપર મિલ્કત રાખવાનું મંજુર કર્યું હશે તો તેના નામ સિવાય, બીજા કોઈના નામ ઉપર રાખવામાં આવશે નહિ.

(૩) 'પ્રોવીડન્ટ સોસાયટી'ની પુંજીમાંથી–સોસાયટીએ કાઢેલ વીમાના વીમાખત (પોલીસી)ની જામીનગીરી પર આપેલી, અને જેની કિંમત તેમની ('પોલીસી'ની) નગદ વાપસ કિંમત (સરેન્ડર વેલ્યુ)થી ઓછી છે તેવી લોન સિવાય, બીજી કાંઈ લોન (ધીરધાર) કોઇપણ 'ડીરેક્ટર' (વ્યવસ્થાપક)ને અગર સોસાયટીના અમલદારને આપી શકાશે નહિ; વળી બીજી કોઈ સંસ્થા (અગર પેઢી) કે જેમાં 'સોસાયટી'નો ડીરેક્ટર અગર અમલદાર–ડીરેક્ટર (વ્યવસ્થાપક) અગર ભાગીદાર છે, તેવી સંસ્થાને પણ તેવા નાણા ધીરી શકાશે નહિ (તેવી લોન આપી શકાશે નહિ)

(૪) પેટા કલમ (૩) નો ભંગ કરનારી સોસાયટીનો કોઈપણ 'ડીરેક્ટર' અગર અમલદાર, જે તેવા ભંગમાં જાણીને સામેલ હશે ને દરેક સખશ તે જે કાંઇ નશ્યતને પાત્ર હશે તે ઉપરાંત અને તેને કાંઇપણ બાધ આવ્યા સિવાય, વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઇન્સ્યોરન્સ) જેટલું નક્કી કરે તેટલું–દર વર્ષે દર સેંકડે બાર ટકાથી વધારે નહિ તેટલા વ્યાજ સહિતની લોનની મુદલ રકમ માટે તે દરેક

સખ્ખશ સંયુક્ત અને વિભાજ્ય રીતે જવાબદાર રહેશે. અને તે બાબતમાં વીમા વ્યવસ્થાધિકારી યોગ્ય હકુમતવાળી દિવાની કોર્ટને અરજી કરશે, તો તે કોર્ટે તેટલી રકમ માટે હુકમનામું કરી આપ્યું હોય અને દરખાસ્ત કરી તે નાણાં જેમ વસુલ થાય તેજ રીતે તે નાણાં વસુલ કરી શકાશે.

## ૮૬

**ચોપડાની તપાસ** — દરેક 'પ્રોવીડન્ટ સોસાયટી'ના ચોપડા (ચોપડીઓ) વીમાવ્યવસ્થાધિકારીના જોવા માટે અગર તેણે આ કામ માટે નીમેલા કોઈપણ અમલદારના જોવા માટે, અગર 'સોસાયટી'ના કોઈપણ સભ્ય અગર વીમાખત ધરાવનાર (પોલીસી હોલ્ડર) કે જેણે આ બાબતમાં વીમા વ્યવસ્થા-અધિકારીને અરજી કરી હશે તેના જોવા માટે, યોગ્ય વખતે (ઑફીસ ટાઈમ) ખુલ્લા રાખવામાં આવશે. (જોઈ શકાશે.)

## ૮૭

**વીમા વ્યવસ્થાધિકારીની અગર તેના વતીની તપાસ** — (૧) વીમા વ્યવસ્થાધિકારી દર બે વર્ષે ઓછામાં ઓછું એક વખત, અને જો તેને યોગ્ય લાગશે તો ગમે તે વખતે, 'પ્રોવીડન્ટ સોસાયટી'ની મુખ્ય કચેરી (ઓફીસ) એ જાતે તપાસ માટે જશે, અગર બીજા કોઈ યોગ્ય અધિકારીને તપાસ માટે મોકલશે ('ડેપ્યુટ' કરશે), અને તે અધિકારી 'સોસાયટી'ની સદ્ધર સ્થિતિની તથા જે પદ્ધતિથી 'સોસાયટી'નું કામકાજ ચાલે છે તેની તપાસ કરશે; અગર તો 'સોસાયટી'ને તે બાબતની ખબર આપ્યા પછીથી અને તેને જે કહેવાનું

છે તે જણાવવાની તેને તક આપી તેને સાંભળ્યા પછીથી વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઇન્સ્યોરન્સ) આવી તપાસ કરવાનું કામ તેણે નિમેલા હિસાબનીશ (ઍકચ્યુઅરી)ને અગર હિસાબ તપાસનારા (ઑડીટર)ને સુપરત કરી શકશે.

(૨) વળી તેવી કોઈપણ તપાસના કારણે વીમા વ્યવસ્થાધિકારી અગર તપાસનાર (ઓડીટર) અગર હીસાબનીશ, જે અધીકારી તપાસ તપાસ કરતા હશે તે, સોસાયટીના તમામ ચોપડા તથા દસ્તાવેજો અને ખતપત્ર, તપાસવાને અધિકારી રહેશે, અને 'સોસાયટી'ના કામકાજ સંબંધીની કાંઈપણ બાબત માટે 'સોસાયટી' પાસેથી અગર 'સોસાયટી'ના કોઈપણ અમલદાર પાસેથી તેને જરૂરત લાગે તે બાબતનો ખુલાસો તે માગી શકશે.

(૩) આવી કોઈપણ તપાસના પરિણામનો તેના અહેવાલ (રીપોર્ટ)માં સમાવેશ કરવામાં આવશે, અને તે અહેવાલ વીમા વ્યવસ્થાધિકારીની કચેરીએ રાખવામાં આવશે, અને મજકુર 'સોસાયટી'ને તે અહેવાલની એક નકલ મોકલવામાં આવશે, જ્યાં 'સોસાયટી'ના કોઈપણ સભાસદને અગર વીમાખત ધરાવનાર (પોલીસી હોલ્ડર)ને તે જોવા માટે તે ખુલ્લી રાખવી જોઈશે, (તેને જોવા માટે તે રીતે રાખવી પડશે.)

## ૮૮

કોર્ટથી કામકાજ સમેટી લેવા બાબત, તથા રાજીખુશીથી કામકાજ સંકેલી લેવા બાબત

(૧) 'પ્રેવીડન્ટ સોસાયટી' કે જે સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર સ્થપાએલી કંપની છે, તેનું કામકાજ સંકેલી લેવામાં

આવે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; અને તેવે પ્રસંગે આ ભાગના નિયમોને આધીન રહીને તે કાયદા (કંપનીઝ એકટ)ના નિયમો 'પ્રોવીડન્ટ સોસાયટી'નું કામકાજ આટોપી લેવાના કામ (વાઇન્ડીંગ અપ)માં પણ લાગુ પડશે.

(૨) તેવો (ઉપર જણાવ્યા મુજબનો) હુકમ ફરમાવવાને માટે જે જે કારણો દર્શાવેલા છે તદઉપરાંત, જો વીમા વ્યવસ્થાધિકારી કલમ–૭૦ પેટા કલમ, (૪) નીચે 'સોસાયટી'ની નોંધણી રદ કરે અને ત્યારે જો વીમા વ્યવસ્થાધિકારી મજકુર સોસાયટીનું કામકાજ આટોપી લેવા માટે કોર્ટને અરજી કરે તો તે પ્રસંગે પણ તે પ્રોવીડન્ટ સોસાયટી'નું કામકાજ આટોપી લેવાનો હુકમ ફરમાવવાનો કોર્ટને અધિકાર રહેશે.

(૩) 'પ્રોવીડન્ટ સોસાયટી' કે જે સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર સ્થપાએલી કંપની છે તે, તેનું કામકાજ, તે કાયદાના નિયમો અનુસાર, નીચેના ત્રણ હેતુઓ સિવાય બીજા કોઈ કારણે સ્વેચ્છાથી આટોપી શકશે નહિ, પરંતુ સુસંમિશ્રણ (એમલ્ગમેશન) કરવાના હેતુથી, અગર તો પુનર્રચના (રીકન્સ્ટ્રકશન) કરવાના હેતુ માટે, અગર તો તેની જવાબદારીઓ અંગે તે સોસાયટી તેનું કામકાજ ચાલુ રાખી શકે તેમ નથી તે કારણે રાજી-ખુશીથી પોતે પોતાનું કામકાજ આટોપી શકશે.

(૪) 'પ્રોવીડન્ટ સોસાયટી' કે જે સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર સ્થપાએલી નથી તેવી સોસાયટી, જો તેના માલિકો (પ્રોપ્રાયટર્સ) પેટા કલમ

(૩) માં નિર્દિષ્ટ કરેલા કારણે અગર તેમાં નિર્દિષ્ટ કરેલા હેતુ માટે–તેને રાજીખુશીથી સંકેલી લેવા ( વાઈન્ડીંગઅપ )નો ઠરાવ પસાર કરે તો–આ કાયદા નીચે તે સોસાયટીનું કામકાજ ઐચ્છિક રીતે સંકેલી શકાશે; વળી વીમાવ્યવસ્થાધિકારીએ કલમ–૭૦ પેટા કલમ–(૪) નીચે જેની નોંધણી ( રજીષ્ટ્રેશન ) રદ કરી છે તેવી કોઈપણ ‘ સોસાયટી ’ની બાબતમાં પણ, તે ‘ સોસાયટી ’નું કામકાજ આ કાયદા નીચે સમેટી લેવાનો હુકમ તે ( વીમાવ્યવસ્થાધિકારી ) ફરમાવી શકશે.

## ૮૯

| | |
|---|---|
| વીમાના કરારની રકમ ઓછી કરવા બાબત | નીચેના પ્રસંગોએ, |

કોર્ટને યોગ્ય લાગશે તે શરતો અને કરારોને આધીન રહીને, ‘ પ્રોવીડન્ટ સોસાયટી ’ના કરારો ( કોન્ટ્રેકટસ )ની રકમ ઓછી કરવાનો હુકમ કોર્ટ ફરમાવી શકશે:–

(अ) જો કલમ–૭૦ પેટા કલમ (૪) નીચે ‘ સોસાયટી ’ ની નોંધણી ( રજીસ્ટ્રેશન ) રદ કરવાનો હુકમ ફરમાવવાને બદલે વીમાવ્યવસ્થાધિકારી આ બાબતમાં ( કરાર ઓછા કરવા માટે ) કોર્ટને અરજી કરશે તો; અગર—

(ब) જ્યારે સોસાયટી ફડચા ( લીકવીડેશન )માં ગઈ હોય, અને ત્યારે કોર્ટને વીમાના કરાર ( કોન્ટ્રેકટસ )ની રકમ ઓછી કરવાનું યોગ્ય લાગે તો; અગર—

(ક) જો સોસાયટી નાદાર હોવાનું સાબિત થાય અને તે વખતે જો સોસાયટીના કામકાજને આટોપી લેવાનો હુકમ કરવાને બદલે, કરારની રકમ ઓછી કરવાનું કોર્ટને યોગ્ય લાગે તો; અગર—

(ख) આ સંબંધીની ( કરાર ઓછા કરવાની ) હિસાબ-નીશના અહેવાલ ( રીપોર્ટ )ના સમર્થનવાળી 'સોસાયટી'ની અરજી કોર્ટમાં આવે અને તે સંબંધે વીમાણત ધરાવનારા ( પોલીસી હોલ્ડર્સ )ને જે કહેવાનું છે તે કહેવાની તેમને તક આપી તેમને સાંભળ્યા પછીથી જો કોર્ટને એમ સંતોષ થાય કે આવો ( વીમાના કરારની રકમ ઓછી કરવાનો ) હુકમ કરવો ઇષ્ટ ( ઇચ્છનીય છે તો—( કોર્ટ મજકુર હુકમ ફરમાવી શકશે ).

૯૦

નિકાલ કરનાર અમલદાર ( લીકવીડેટર )ની નીમણુંક

(૧) જ્યારે કોઈપણ 'પ્રોવીડન્ટ સોસાયટી'નું કામકાજ, સને ૧૯૧૩ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર અગર તો આ કાયદા અનુસાર સમેટી લેવામાં આવે ત્યારે, જો કોર્ટના હુકમથી કામકાજ સમેટી લેવાતું હશે તો કોર્ટના મજકુર હુકમની તારીખથી સાત દિવસની અંદર, અગર જો રાજીખુશીથી કામકાજ આટોપી લેવાતું હશે તો સમેટી લેવાની સત્તા આપતો ઠરાવ પસાર કર્યા તારીખથી સાત દિવસની અંદર, 'સોસાયટી'એ વીમાવ્યવસ્થા-ધિકારીને તે બાબતની નોટીસ ( ખબર ) આપવી પડશે;

અને જ્યાં આટોપી લેવાનું કામકાજ ( વાઈન્ડીંગ અપ કોર્ટના હુકમથી કરવામાં આવે છે તે સિવાયની બાબતમાં, વીમાવ્યવસ્થાધિકારીએ નિકાલ કરનાર અમલદાર ( લીકવીડેટર ) ની નીમણુક કરવી પડશે, અને તેને આપવાના મહેનતાણાની રકમ પણ તેણે નક્કી કરવી પડશે.

(૨) જો વીમા વ્યવસ્થાધિકારીને એમ ખાત્રી થશે કે ફડચો કરનાર અમલદાર ( લીકવીડેટર ) તેને સોંપાએલ ફરજ બરાબર અદા કરતો નથી તો વીમાવ્યવસ્થાધિકારી તેને દૂર કરી શકશે. ( ખસેડી શકશે. )

૯૧

ફડચો કરનાર અમલદાર ( લીકવીડેટર )ની સત્તા } 'સોસાયટી 'નું કામકાજ આટોપી લેવા માટે

નીમેલા ફડચો કરનાર ( લીકવીડેટર ) ને નીચેની સત્તા ( અધિકાર ) રહેશે:—

(અ) 'સોસાયટી 'ની વતી કોઈપણ દાવો અગર કાયદેસરનું કામકાજ દાખલ કરવા, અગર ચલાવવા, અગર કાયદેસરના કામકાજમાં તેનીવતી બચાવ કરવા ( ઉત્તરપક્ષનું કામકાજ કરવા );

(બ) સોસાયટીની થાપણમાં સોસાયટીના સભ્યોએ કેટકેટલો ફાળો આપવાનો છે તે નક્કી કરવા માટે-

(ક) 'સોસાયટી ' સામેના તમામ દાવા ( કલેઈમ્સ ) ની તપાસ કરવા, અને દાવેદારો ( કલેઇમન્ટસ )ની વચ્ચે

ઉભી થતી અગ્રતા ( પ્રાયોરીટી )ના પ્રશ્ન નક્કી કરવા માટે;

(ड) ફડચા ( લીકવીડેશન )નું ખર્ચ ક્યા ક્યા સખશોએ અને કેટકેટલા પ્રમાણમાં ભોગવવાનું રહેશે તે નક્કી કરવા;

(ढ) 'સોસાયટી'નું કામકાજ આટોપી લેવાને માટે તેને જરૂરી લાગે તેવી,–'સોસાયટી'ની પુંજી ભેગી કરવા સંબંધીની, તથા તેની વહેંચણી કરવા સંબંધીની તેને જરૂરી લાગે તેવી સૂચનાઓ આપવાનો ( અધિકાર તેને રહેશે );

(क) સને ૧૯૦૮ ના 'દિવાની કામકાજ ચલાવવાના કાયદા' ( સીવીલ પ્રોસીજર કોડ ) અનુસાર, દિવાની કોર્ટને–જે રીતે, સાક્ષીઓને આહ્વાનથી બોલાવવાની ( સમન્સ કરવાની ) અને તેમને હાજર રહેવાની ફરજ પાડવાની, તથા દસ્તાવેજો રજુ કરવાની ફરજ પાડવાની–જે સત્તા છે તે સત્તા, તેજ સાધનોદ્વારા, અને જ્યાં સુધી બને ત્યાં સુધી તેજ પદ્ધતિથી નિકાલ કરનાર ( લીકવીડેટર ) તે અખત્યાર કરી શકશે;

(ग) વીમાવ્યવસ્થાધિકારીની મંજુરી મેળવીને, નોકરચાકર રાખીને કામકાજ ચલાવવા, તથા તેની ફરજ અદા કરવા માટે જરૂરી હોય તેવી–હિસાબનીશ અગર હિસાબ તપાસનારા પાસેથી–સહાય મેળેવવા ( તે અધિકારી છે ).

(૨) ફાળો આપનારા ( કોન્ટ્રીબ્યુટરીઝ ) ની યાદી ( લીસ્ટ ) નકકી કરવામાં, અને ફાળાની રકમ ભેગી કરવામાં, આ નિકાલ કરનારને, સને ૧૯૧૩ના 'હિંદના કંપનીઓના

કાયદા ' નીચે કંપનીનું કામકાજ આટોપવાને માટે કોર્ટથી નીમેલા ' ઑફીશ્યલ લીકવીડેટર ' ના જેટલીજ સત્તા રહેશે.

૯૨

ફડચા ( લીકવીડેશન )નું કામકાજ ચલાવવાની રીત } (૧) ' સોસાયટી 'નું કામકાજ આટોપી લેવા માટે નિકાલ કરનાર ( લીકવીડેટર )ની નીમણુક થશે કે તરતજ તેણે ' સોસાયટી 'ની તમામ સ્થાવર જંગમ મિલ્કત તથા તેના તમામ ચોપડા ચોપડી અને દસ્તાવેજો કબજે-તેના હવાલા ( ચાર્જ )માં-લેવા પડશે.

(૨) જો ' સોસાયટી 'નો કોઇપણ માલિક (પ્રોપ્રાયટર) અગર તેનો કોઈ અમલદાર, અગર બીજો કોઇપણ સખશ 'સોસાયટી'ની માલમત્તાનો કોઈપણ ભાગ તેની પાસે રાખી મૂકશે, અગર તો જ્યારે નિકાલ કરનાર ( લીકવીડેટર ) તેમની કોઈની પાસે કોઇ ચોપડા અગર દસ્તાવેજ માગે ત્યારે તે હવાલે કરવામાં નિષ્ફળ જશે તો તે સખશને છ માસ સુધીની સજા થશે અગર પાંચસો રૂપીઆ સુધીનો દંડ થઈ શકશે, અગર તો તે બંને સજાને પાત્ર તે થશે. અને મજકુર માલમત્તા અગર ચોપડો અગર દસ્તાવેજ નિકાલ કરનારા ( લીકવીડેટર )ને હવાલે કરવાનો હુકમ કોર્ટ ફરમાવી શકશે.

(૩) નિકાલ કરનાર અધિકારી ( લીકવીડેટર ) એ તેની નીમણુક થયા તારીખથી પંદર દિવસની અંદર જે સખશો તેને ' સોસાયટી 'ના લેણદાર તરીકે જણાશે તે બધાને ટપા-

લથી ખબર (નોટીશ) આપી એવી સૂચના આપવી કે સોસાયટીના લેણુદારોની સભા (મીટીંગ) નોટીસમાં જણાવ્યા મુજબની તારીખ તથા સમયે તથા તેમાં જણાવેલા સ્થળે મળશે. મજકુર સભાની તારીખ, તેની નીમણુકની તારીખ પછીથી એકવીસ દિવસથી ઓછી નહિ તેવી અને અઠ્ઠાવીસ દિવસથી વધુ નહિ તેવી રાખવી જોઇશે; વળી તેણે તે સભા (મીટીંગ) બાબતની જાહેર ખબર સ્થાનિક સરકારી ગેઝેટ (આજ્ઞાપત્રિકા)માં એક વખત, અને વળી જે પ્રાંતમાં સોસાયટી આવેલી છે તે પ્રાંતમાં ફેલાવો પામેલા બે છાપામાં (વર્તમાનપત્રોમાં) ઓછામાં ઓછી એક વખત, તેણે તે સભાની જાહેર ખબર છપાવવી પડશે,

(૪) વીમા વ્યવસ્થાધિકારી દ્વારા નીમાઈ ચુકેલા નિકાલ કરનારની જગ્યાએ; અગર તેની સાથે સંયુક્ત રીતે (જોડીઆ) નિકાલ કરનાર તરીકે કોઈ સખશની નીમણુક કરવા માટે અરજી કરવી કે કેમ, અગર તો તે માટે તપાસ સમિતિ નીમવી કે કેમ, તે લ્હેણુદારોએ ઉપર મુજબ ભરવામાં આવેલી સભામાં નકકી કરવું પડશે. અને જો તેઓ (લ્હેણુદારો) એ ઠરાવ કરે તો મજકુર સભામાં તે કામ સારૂ નીમેલા કોઇપણ લ્હેણુદારે સભા ભરાયાની તારીખથી મોડામાં મોડા ચૌદ દિવસની અંદર તે બાબતની અરજી કરવી; અને તેવી અરજી આવે, વીમા વ્યવસ્થાધિકારીએ આગળ નીમેલા નિનાલ કરનાર (લીકવીડેટર)ની જગ્યાએ બીજા કોઈ યોગ્ય સખશને વીમા વ્યવસ્થાધિકારીએ નીમવો પડશે, અગર તો તેવા અગાઉથી નીમેલા નિકાલ કરનારની સાથે સંયુક્ત રીતે નિકાલ

કરનાર તરીકે કામ કરવા બીજા યોગ્ય સખશને તેણે નીમવો પડશે અગર તો લ્હેણદારોની ઇચ્છા તપાસ સમિતિ નીમવાની હશે તો તેણે તપાસ સમિતિ નીમવી પડશે.

(૫) તપાસ સમિતિને, કાંઇ શરતો આ બાબતમાં ઠરાવવામાં આવે તો તે શરતોને આધીન રહીને, નિકાલ કરનારના કાર્ય ઉપર સામાન્યતા: દેખરેખ રાખવાનો તમામ અધિકાર રહેશે અને તે તપાસ સમિતિ ગમે તે યોગ્ય સમયે તેના ચોપડાઓ તપાસવાની હક્કદાર રહેશે.

(૬) નિકાલ કરનારા અધિકારી ( લીકવીડેટર ) એ, હિસાબનીશની પાસેથી આ બાબતમાં તેને જરૂર પડે તેવી મદદ લઇને, ' સોસાયટી 'ના ચોપડા અનુસાર જે સખશો ' સોસાયટી 'એ કાઢેલ કોઈપણ વીમા ખત (પોલીસી) ના હકદાર અગર તેમાં હિતધરાવનારા દેખાય તે દરેક સખ્શ પ્રત્યે સોસાયટીની જવાબદારીની રકમ કેટલી છે તે તેનાથી બનશે તેટલી જલ્દી–નકકી કરવી પડશે; અને તેવી ઠરાવેલી કિંમતની તેવા દરેક માણસને ઠરાવવામાં આવેલી રીત મુજબ તેણે નોટીસ (ખબર) આપવી પડશે; અને તેવો દરેક માણસ કે જેને ઉપર મુજબની ખબર મળી છે તેને મજકુર ઠરાવેલી કિંમત બંધકર્તા લેખાશે.

(૭) નિકાલ કરનારાએ, ' સોસાયટી ' ની મિલ્કતની કિંમતની આકારણી ( મુલ્યાંકન ) કરવી પડશે અને વળી તેણે કામકાજ આટોપી લેવાના ખર્ચનો પણ અડસટ્ટો કાઢવો પડશે; અને તે બંનેના ધોરણે તેણે ફાળો આપનારા (કોન્ટ્રીબ્યુટરીઝી ) યાદી નકકી કરવી પડશે.

(૮) નિકાલ કરનાર અમલદારે ( લીકવીડેટરે ) કલમ-૭૩ અનુસાર સોસાયટીએ મુકેલી અનામત રકમ પાછી આપવાના હુકમ માટે વીમા વ્યવસ્થાધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઈન્સ્યોરન્સ ) ને અરજી કરવી પડશે; અને તેવી અરજી આવેથી–તે અધિકારીને યોગ્ય જણાય તેવી શરતો અને કરારોને આધીન રહીને–અનામત રકમ પાછી આપવાનો હુકમ વીમા વ્યવસ્થાધિકારીએ કરવો પડશે.

(૯) 'સોસાયટી' ની પુંજીનો વહીવટ કરતી વખતે, અગર તો તેની વહેંચણી કરતી વખતે, લ્હેણદારોએ અગર ફાળો આપનારાઓએ તેમની સામાન્ય સભા (જનરલ મીટીંગ) માં આપેલી કાંઈપણ સૂચનાઓને, તથા વીમા વ્યવસ્થા ધિકારીએ આપેલી સૂચનાઓને, નિકાલ કરનાર અધિકારી (લીકવીડેટર ) એ ધ્યાનમાં રાખવી પડશે.

(૧૦) નિકાલ કરનાર અધિકારી એ યોગ્ય ચોપડા તથા ચોપડીઓ રાખવા પડશે, અને જે સભાઓમાં તે જાતે હાજર રહેલ હોય તે દરેક સભાની કાર્યવાહીની ( પ્રોસીડીંગ્ઝ ) નોંધ તેણે તેમાં રાખવી પડશે; વળી તેણે મળેલી તમામ રકમ અને તેણે ખર્ચેલી તમામ રકમ, અને ઠરાવવામાં આવે એવી બીજી બાબતોની નોંધ તેણે રાખવી પડશે. અને કોપપણ લ્હેણદાર અગર ફાળો આપનાર, વીમાવ્યવસ્થા ધિકારીની મંજુરી લઈને મજકુર ચોપડાઓ તપાસી શકશે.

(૧૧) જો આટોપી લેવાનું ( વાઈન્ડીંગ અપ ) કામ-કાજ એક વર્ષથી વધારે ચાલે. તો પહેલા વર્ષની

આખરે તથા પછીના દરેક વર્ષની આખરે નિકાલ કરનારે લ્હેણદારોની તથા ફાળો આપનાર (કોન્ટ્રીબ્યુટરીઝ)ની સભા બોલાવવી પડશે; અને તે સભાની સમક્ષ તેણે પોતાના કામકાજનો, વહીવટ અગર સોદાઓનો, તથા સમેટી લેવાનું કામ કેટલે પહોંચ્યું છે તે બાબતનો અહેવાલ (રીપોર્ટ) રજુ કરવો પડશે; અને તેણે તે અહેવાલ તથા તે અહેવાલ ઉપર સભાએ દર્શાવેલ અભિપ્રાય વીમાવ્યવસ્થાધિકારીને મોકલાવવા પડશે.

(૧૨) જેટલે અંશે અહિંઆ બીજી જોગવાઇ કરવામાં આવી નથી તેટલે અંશે, અગર તો જેટલે અંશે આ કાયદા નીચે બીજું ઠરાવવામાં આવ્યું નથી તેટલે અંશે, નિકાલ કરનાર, જ્યાં સુધી બનશે ત્યાં સુધી, સને ૧૯૧૩ના 'હિંદના કંપનીઓના કાયદા' અનુસાર કંપનીના કામકાજને આટોપવા માટે કોર્ટ તરફથી નીમાએલા નિકાલ કરનાર અધિકારી (ઑફીશ્યલ લીક્વીડેટર)ને જે કાર્ય પદ્ધતિ (પ્રોસીજર) અખત્યાર કરવાની છે તે કાર્યપદ્ધતિજ તે અખત્યાર કરશે.

## ૯૩

'પ્રોવીડન્ટ સોસાયટી' વિખેરી નાખવા બાબત

(૧) 'પ્રોવીડન્ટ સોસાયટી'નું બધું કામકાજ આટોપીને બંધ થયા પછી, નિકાલ કરનારા (લીક્વીડેટર) એ, તે આટોપવાનું કામકાજ કેવી રીતે ચાલ્યું હતું તે દર્શાવતું, અને કંપનીની મિલ્કતની તેણે કેવી વ્યવસ્થા કરી તે બતાવતું, આટોપણના કામકાજનો હિસાબ

તેણે તૈયાર કરવો પડશે અને તેણે તે હિસાબ રજુ કરવા સારૂ અને તેનો કાંઈપણ ખુલાસો આપવા સારૂ તેણે 'સોસાયટી'ના સભ્યો, તથા લ્હેણદારો અને ફાળો આપનારાઓ (કોન્ટ્રીબ્યુટરીઝ)ની એક સભા બોલાવવી પડશે.

(૨) આ સભાની 'નોટીસ' (ખબર) દરેક સખશને વ્યક્તિગત આપવામાં આવશે. વળી સ્થાનિક સરકારી ગેઝેટમાં પણ તેની જાહેર ખબર આપવામાં આવશે. અને સોસાયટી જે પ્રાંતમાં આવેલી છે તે પ્રાંતમાં વહેંચાતાં ઓછામાં ઓછા બે છાપામાં તે જાહેર ખબર છપાવવી પડશે.

(૩) મજકુર સભા ભરાયા તારીખથી એક અઠવાડિયાની અંદર નિકાલ કરનારાએ વીમા વ્યવસ્થાધિકારીને મજકુર હિસાબની નકલ મોકલાવવી પડશે અને તેને સદહું સભા મળ્યાની હકીકત અને તે જે તારીખે મળી હોય તે તારીખનો હેવાલ (રીપોર્ટ) કરવો જોઇશે. અને વળી તે સભાની કાર્યવાહીની નકલ પણ તેણે મોકલાવવી પડશે.

(૪) જો મજકુર હિસાબ અધુરો અગર અસંતોષકારક હશે તો વીમા વ્યવસ્થાધિકારી તે હિસાબ નિકાલ કરનારને પાછો મોકલાવી શકશે, અને કામકાજ આટોપવાનું કામ સંપૂર્ણ કરવાને માટે જરૂરી હોય તેવા વધુ પગલાં લેવાનું નિકાલ કરનારને તે ફરમાવી શકશે; અને નિકાલ કરનારે તે જરૂરિઆતો પૂરી પાડવી પડશે અને વીમા વ્યવસ્થાધિકારીને તેનો વધુ અહેવાલ તેણે છ માસની અંદર પૂરો પાડવો જોઇશે.

(૫) જો વીમા વ્યવસ્થાધિકારીને એમ સંતોષપૂર્વક જણાશે

કે 'સોસાયટી'નું કામકાજ આટોપવાનું કામ પૂરૂં થઈ ગયું છે, તો તે નિકાલ કરનારનો હિસાબ–અહેવાલ વીમા વ્યવસ્થાધિકારીએ નોંધવો પડશે; આવી નોંધણી થતાં તુરતજ નિકાલ કરનાર (લીકવીડેટર) પાસે જે કાંઈ રકમ ખર્ચાયા વગરની–જો કાંઈ તેવી રકમ, કાંઈ વ્યવસ્થા વગરની રહી હશે તો–તે રકમ તેણે વીમા વ્યવસ્થાધિકારીને સુપરત કરવી પડશે; અને મજકુર હિસાબની નોંધણી કર્યા તારીખથી ત્રણ માસ પૂરા થતાં વીમા વ્યવસ્થાધિકારીએ મજકુર 'સોસાયટી'ને બંધ થયેલી–વિખરાયેલી–( ડીસોલ્વ્ડ ) જાહેર કરવી પડશે, અને તે સોસાયટી વિખરાયા (બંધ થયા) બાબતની જાહેર ખબર સ્થાનિક સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરાવવી પડશે અને તેમ થતાં, નિકાલ કરનાર અધિકારી,–વધુ જવાબદારીમાંથી છુટો થયેલો લેખાશે.

(૬) પેટા કલમ–(૫) અનુસાર વીમા વ્યવસ્થાધિકારી ( સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઇન્સ્યોરન્સ )ને જે કોઈ રકમ આપવામાં આવી હોય તે તારીખથી પાંચ વર્ષની અંદર જો સદરહુ રકમની વ્યવસ્થા માટે, યોગ્ય હકુમતવાળી કોર્ટનો હુકમ કોઈ દાવેદાર (કલેઇમન્ટ) તરફથી મેળવવામાં આવશે નહિ તો તે રકમ સરકારી મિલ્કત (પ્રોપર્ટી ઑફ ગવર્નમેન્ટ) લેખાશે.

## ૯૪

**નોમીનેશન અને એસાઇનમેન્ટ (સ્વત્વાર્પણ)**

(૧) જીંદગીના વીમાના વીમાખત ( પોલીસીઝ )ના એસાઈનમેન્ટ (સ્વત્વાર્પણ), ટ્રાન્સ્ફર ( ફેરબદલા ) અને નોમીનેશનને લગતા–કલમ ૩૮ અને કલમ ૩૯ ના જે નિયમો છે તે, આ કલમના નિયમોને

આધીન રહીને, કોઈપણ ' પ્રોવીડન્ટ સોસાયટી ' એ કાઢેલા, કલમ ૯૫ ની પેટા કલમ (અ) માં નિર્દિષ્ટ કરેલા કોઈપણ પ્રસંગને આવરી લેતા–વીમા ખત (પોલીસી)ને પણ લાગુ પડશે.

(૨) જે સખશનું નામ આપવામાં આવેલ છે (નોમીનેટેડ), તે સખશ જો–વીમાખત ધરાવનાર (પોલીસી હોલ્ડર) નો પતિ, તેની પત્ની, તેની મા, બાપ, તેનું સંતાન, સંતાનનું સંતાન, ભાઇ, બ્હેન, અગર તેનો ભાણેજ–અગર ભાણેજી, યા તો ભત્રીજો કે ભત્રીજી નહિ હોય તો તેવું નોમીનેશન કાયદેસરનું ગણાશે નહિ.

# ભાગ–૪ થો

## " મ્યુચ્યુઅલ ઈન્સ્યોરન્સ કંપની "
## અને
## " કો ઓ પરેટીવ લાઇફ ઈન્સ્યોરન્સ સોસાયટી "

૯૫

**વ્યાખ્યાઓ** — ૧) આ ભાગમાં:–(અ) " મ્યુચ્યુઅલ ઇન્સ્યોરન્સ કંપની " ( પરસ્પરાવલંબી વીમા મંડળી )નો અર્થ, વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) કે જે સને ૧૯૧૩ ના અગર સને ૧૮૮૨ ના અગર સને ૧૮૬૬ ના હિંદના કંપનીઓના કાયદા ' ના નિયમો અનુસાર સ્થાપવામાં આવેલી, અગર તો તે કાયદાદ્વારા રદ કરવામાં આવેલા કોઇ

કાયદા અનુસાર સ્થાપવામાં આવેલી, કંપની છે, અને જેને કાંઈજ 'શેર કેપીટલ' ( શેરની–ભાગની–થાપણ ) નથી, અને જેના બંધારણની રૂઇએ જેના વીમાખત ધરાવનારા (પોલીસી હોલ્ડર્સ) બધા અને ફક્ત તેઓ એકલા જ–જેના સભાસદો (મેમ્બર) છે તેવી વીમા ઉતારનારી કંપની; અને

(૨) "કો ઓ પરેટીવ લાઇફ ઇન્સ્યોરન્સ સોસાયટી" ( સહકારી જીંદગીના વીમાની મંડળી ) એટલે કે, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કે જે સને ૧૯૧૨ ના 'સહકારી મંડળીઓના કાયદા' નીચે અગર તો સહકારી મંડળીઓ ( કોઓપરેટીવ સોસાયટીઝ )ની નોંધણીને લગતા પ્રાંતિક ધારાસભાના કાયદા નીચે નોંધવામાં આવેલી મંડળી ( સોસાયટી ) છે તેવી, અને જે જીંદગીના વીમાનું કામકાજ કરે છે, અને જેને કાંઈપણ શેરકેપીટલ ( ભાગની થાપણ ) નથી કે જેની ઉપર 'ડીવીડન્ડ' ( નફાની વહેંચણી ) અગર 'બોનસ' આપવાનું હોય, અને જેના બંધારણની રૂઇએ–જેના સભાસદો ( મેમ્બર્સ ) માત્ર–મૂળ અસલના સભ્યો કે જેની અરજીથી તે મંડળી નોંધવામાં આવેલ છે તે, અને બધા તેનું વીમાખત ધરાવનારાઓ (પોલીસી હોલ્ડર્સ) જ ફક્ત જેના સભ્યો છે તેવી મંડળી (એવો અર્થ છે.)

પરંતુ આ કાયદો અમલમાં આવ્યા તારીખે જે 'સહકારી જીંદગીના વીમાની મંડળીઓ' અસ્તિત્વમાં છે, તેમને આ કાયદાના નિયમોને અનુરૂપ થવા માટે એક વર્ષનો સમય આપવામાં આવશે.

(૨) ઉપર પેટાકલમ (૧) માં ગમે તેમ દર્શાવ્યું હશે તે છતાં, બીજી સહકારી મંડળીઓ 'સહકારી જીંદગીના વીમાની

મંડળી ’ના સભ્ય તરીકે દાખલ થઇ શકશે; પરંતુ તેમને કાંઇજ ‘ડીવીડન્ડ’ (નફાની વહેંચણી) અગર ‘બોનસ’ મળી શકશે નહિ (તે મેળવવાને પાત્ર અધિકારી તે ગણાશે નહિ.)

(૩) મધ્યસ્થ સરકાર જે કાંઇ નિયમો ઠરાવે તેને આધીન રહીને, પ્રાંતિક સરકાર પ્રાંતના સહકારી–મંડળીના નોંધણી અધિકારી (રજીસ્ટ્રાર)ને, તે પ્રાંતમાં જેનો અમલ છે તે ‘ સહકારી મંડળીના કાયદા ’ (કોઓપરેટીવ સોસાયટીઝ ઍક્ટ) ના નયિમો અનુસાર ઢોરના, પાકના અગર તે બંનેના વીમા માટેની સહકારી મંડળીઓને નોંધવાની સત્તા ( નોંધણી અધિકારીને ) આપી શકશે.

(૪) મધ્યસ્થ સરકારે મજકુર ઉપર જણાવેલી સંસ્થાઓને લાગુ પાડવા માટેના જે કાંઈ નિયમો બનાવ્યા હશે હશે તેને અસંગત નહિ તેવા નિયમો પ્રાંતિક સરકાર ઘડી શકશે. અને આ કાયદાની કલમ જેટલે દરજ્જે તે નિયમોની સાથે તે અસંગત હશે તેટલે દરજ્જે મજકુર સંસ્થાઓને તે તે કલમ લાગુ પડશે નહિ.

વીમા કંપનીઓમાં અગર ‘પ્રોવીડન્ટ સોસાયટી’માં વીમા ખત ધરાવનાર સખશ તે તે કંપની કે સોસાયટીનો સભાસદ ( મેમ્બર ) બની જતો નથી, જ્યારે ‘પરસ્પરાવલંબી વીમા મંડળી’માં અને ‘સહકારી જીંદગીના વીમાની મંડળી’માં ‘ પોલીસી હોલ્ડર ’, આપોઆપ મંડળીનો સભ્ય બની જાય છે. પરંતુ તે વીમાખતનો ‘ટ્રાન્સફરી’, ફક્ત ‘ટ્રાન્સફરને કારણે જ સભ્ય બની જતો નથી ( જુઓ કલમ-૯૯ ). આવી કંપની અગર મંડળીઓ માટેના નિયમો કલમ ૯૫ થી ૧૦૧ મધીમાં આપવામાં આવેલ છે

૯૬

આ કાયદો પરસ્પરાવલંબી વીમા કંપની તથા સહકારી જીંગીદના વીમાની મંડળીઓને લાગુ પાડવા બાબત.

કલમ–૬ અને ૭ તથા કલમ ૨૦ પેટા કલમ (૨)ના નિયમો જેટલે અંશે તે નિયમો આ ભાગના નિયમો સાથે અસંગત છે તેટલે અંશે–લાગુ પડશે નહિ, અને આ ભાગના નિયમો 'પરસ્પરાવલંબી વીમા મંડળી' (મ્યુચ્યુઅલ વીમા કંપની)ને અને 'સહકારી જીંદગીના વીમાની મંડળી, (કોઓપરેટીવ લાઈફ ઈન્સ્યોરન્સ સોસાયટીઝ)ને લાગુ પડશે.

૯૭

'પરસ્પરાવલંબી વીમા મંડળી'ઓના તથા સહકારી જીંદગીના વીમાની મંડળીઓના 'વર્કીંગ કેપીટલ'(કામ ચલાવવાના ભંડોળ) બાબત.

સને ૧૯૩૭ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખ પછી સ્થપાએલી કોઈપણ 'પરસ્પરાવલંબી વીમા મંડળી' (મ્યુચ્યુઅલ ઈન્સ્યોરન્સ કંપની) પાસે અગર તો સને ૧૯૧૨ ના 'સહકારી મંડળીના કાયદા' નીચે અગર સહકારી મંડળીઓની નોંધણી સંબંધીના કોઈ પણ કાયદાનીચે, મજકુર તારીખ પછી નોંધાએલી કોઈપણ 'સહકારી જીંદગીના વીમાની મંડળી' પાસે રૂપીઆ પંદર હજારની રકમ–કામકાજ ચલાવવા પહેલા જોઈતા ભંડોળ (વર્કીંગ કેપીટલ) તરીકે નહિ હોય ત્યાં સુધી તેની નોંધણી થઈ શકશે નહિ. આ પંદર હજારની રકમમાં આ કાયદાની કલમ ૯૮ પેટા-કલમ (૨) અનુસાર નોંધણી (રજીસ્ટ્રેશન) વખતે અગર તે પહેલાં જે અનામત રકમ (ડીપોઝીટ) મૂકવાની છે તેનો, અગર

તો ‘ કંપની ’ અગર ‘ સોસાયટી ’ સ્થાપવામાં જે કાંઇ પણ પ્રાથમિક ખર્ચ–કાંઈપણ થયું હોય તો–તેનો સમાવેશ કરવામાં આવશે નહિ.

૯૮

પરસ્પરાવલંબી વીમા મંડળીઓએ તથા સહકારી જીંદગીના વીમા મંડળીઓએ મુકવાની અનામત રકમ.

(૧) દરેક પરસ્પરાવલંબી વીમા મંડળી (મ્યુચ્યુઅલ ઈન્સ્યોરન્સ કંપની) એ અને દરેક ‘સહકારી જીંદગીના વીમાની મંડળી’ (કોઓપરેટીવ લાઇફ ઈન્સ્યોરન્સ સોસાયટી ) એ, તેણે બ્રીટીશ હિંદમાં કરેલા જીંદગીના વીમાના કામકાજના સંબંધમાં–હિંદની ‘ રીઝર્વ બેંક ’માં–તે બેંકની હિંદમાંની કોઈપણ ‘ઑફીસ’માં હિંદની મધ્યસ્થ સરકાર માટે અને તેના વતીથી રૂપીઆ બે લાખ રોકડા અગર તો મંજુર કરેલી જામીનગીરીઓ (એપ્રુડ સીક્યુરીટીઝ)માં–અનામત મુકયા તારીખે જામીનગીરીઓની જે બજાર કિંમત હશે તે મુજબ જામીનગીરીઓની કિંમતની ગણુત્રી કરતાં જેની કિંમત રૂપીઆ બે લાખ થાય તેટલી રકમની જામીનગીરીઓમાં,–અનામત મૂકવા પડશે. અને તેવી અનામત ચાલુ નિભાવે જવી પડશે.

(૨) પેટાકલમ (૧) માં જણાવેલી અનામત રકમ હસાથી મુકી શકાશે. તેનો પ્રથમ હસો–જે આ કાયદા અનુસાર નોંધણીની અરજી કરતાં પહેલાં અગર તે વખતે આપવાનો છે –તે હપ્તો રૂપીઆ પચીસ હજારનો અગર તો, જો સને ૧૯૧૨ ના ‘ હિંદના જીંદગીના વીમાની મંડળીઓના કાયદા ’ મુજબ વીમા ઉતારનારે (ઇન્સ્યોરરે) અગાઉથી અનામત રકમ મૂકી

હશે તો તે અનામત રકમની સાથે ગણત્રી કરતાં જેનો સરવાળો હવે રૂપીઆ પચીસ હજાર થાય છે તેટલી (પચીસ હજારમાં જેટલું ખુટતું હોય તેટલી) રકમનો હપ્તો તેણે પ્રથમ ભરવો પડશે. અને ત્યારબાદ પછીનું દર અંગ્રેજી વર્ષ પૂરૂં થતાં પહેલાં તેણે પછીનો દરેક હપ્તો—તુરત આગળના (ગત) આખા અંગ્રેજી વર્ષ દરમ્યાનની કુલ (ગ્રોસ) પ્રીમ્યમની જે આવક આવી તેના ¼ ભાગથી ઓછી નહિ તેટલી વધુ રકમનો—રોકડમાં અગર તો મંજુર કરેલી જામીનગીરીઓમાં મજકુર હપ્તો ભર્યા તારીખે જામીનગીરીઓની જે બજાર કિંમત હશે તે મુજબ જામીનગીરીઓની કિંમતની ગણત્રી કરતાં જેની કિંમત તેટલી રકમ થાય છે તેટલી જામીનગીરીઓમાં—દર વર્ષે તેણે તેટલી રકમ અનામત મુકવા જવું પડશે.

## ૯૯

વીમાખતના 'ટ્રાન્સ્ફરી' અને 'એસાઇની' સભાસદ બની જશે નહિ.

જે વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને લાગુ પડે છે તે વીમા ઉતારનારે કાઢેલ વીમાખત (પોલીસી)નો કોઈપણ 'ટ્રાન્સ્ફરી' (જેને ફેરબદલો કરી આપવામાં આવેલ છે તે) અગર 'એસાઈની' (જેને સ્વત્વાર્પણ કરી દેવામાં આવેલ છે તે) ફક્ત મજકુર ફેરબદલા (ટ્રાન્સ્ફર) અગર સ્વત્વાર્પણ (એસાઈનમેન્ટ)ના કારણે જ તે સખશ પરસ્પરાવલંબી વીમ મંડળી (મ્યુચ્યુઅલ વીમા કંપની)નો અગર તો સહકારી જીંદગીના વીમાની મંડળી (કોઓપરેટીવ લાઇફ ઇન્સ્યોરન્સ સોસાયટી)નો સભાસદ તે બની જશે નહિ.

૧૦૦

પરસ્પરાવલંબી વીમા મંડળીઓની અને સહકારી જીંદગીના વીમાની મંડળીઓની 'નોટીસ' (સૂચનાપત્ર) અને ખતપત્રોની પ્રસિદ્ધિ બાબત.

સને ૧૯૧૩ ના 'હિંદની કંપનીઓના કાયદા 'ની કલમ ૭૯ અને કલમ-૧૩૧ ના નિયમો ગમે તેવું જણાવતા હશે તે છતાં, પરસ્પરાવલંબી વીમા મંડળી (મ્યુચ્યુઅલ ઈન્સ્યોરન્સ કંપની)એ અગર સહકારી જીંદગીના વીમાની મંડળી (કોઓપરેટીવ લાઇફ ઈન્સ્યોરન્સ સોસાયટી)એ, તે તે કલમ અનુસાર જે જે સૂચનાપત્ર (નોટીસીઝ)ની અને સરવૈયાની રેવન્યુ હિસાબની, અને બીજા દસ્તાવેજોની નકલ બધા સભાસદોને તેમણે મોકલવી પડે છે તે તે સૂચનાપત્રો (નોટીસીઝ) અગર ખતપત્રો તેમને મોકલાવવાને બદલે, અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થતા વર્તમાનપત્રમાં એક વખત, અને જે સ્થળે કંપનીની મુખ્ય કચેરી આવેલી છે ત્યાં વહેંચાતા ત્યાંની દેશી (ઇન્ડીયન) ભાષામાં પ્રસિદ્ધ થતા વર્તમાનપત્રમાં એક વખત, એમ તેઓ તે સૂચના પત્રો અને ખતપત્રો પ્રસિદ્ધ કરી શકશે;

પરંતુ જો કંપનીના કોઇપણ સભાસદ, તે કંપનીની મુખ્ય કચેરી જ્યાં આવેલી છે તે પ્રાંત સિવાય બીજા પ્રાંતમાં કાયમી વસવાટવાળા હશે તો, સરવૈયાની, રેવન્યુ હિસાબની, અને સભા મળવાના સૂચનાપત્ર (નોટીસીઝ ઑફ ધી મીટીંગ્ઝ)ની પ્રસિદ્ધિ —તે તે પ્રાંતમાં પ્રચાર પામેલા અને તેને પ્રાંતની મુખ્ય ભાષામાં પ્રસિદ્ધ થતા વર્તમાનપત્ર અગર વર્તમાનપત્રોમાં—(પ્રસિદ્ધ) કરવી પડશે.

### ૧૦૧

સભાસદોને ખતપત્ર (તેની નકલ) આપવા બાબત. — સને ૧૯૧૩ના 'હિંદના કંપનીઓના કાયદા'ની કલમ-૧૩૪ ના નિયમો અનુસાર કંપનીના નોંધણી અમલદાર (રજીસ્ટ્રાર ઓફ ધી કંપનીઝ) પાસે, અગર તો જે પ્રાંતમાં સહકારી જીંદગીના વીમાની મંડળીની નોંધણી (રજીસ્ટ્રેશન) થયેલ છે તે પ્રાંતના સહકારી મંડળીઓના નોંધણી અમલદાર (રજીષ્ટ્રાર ઓફ કોઓપરેટીવ સોસાયટીઝ) પાસે, મજકુર કોઇપણ દસ્તાવેજ જે તારીખે રજુ કરવામાં આવ્યો હશે તે તારીખથી બે વર્ષની અંદર જો કોઈપણ સભાસદની અરજી આવશે તો મજકુર અરજીની તારીખથી ચૌદ દિવસની અંદર તે સભાસદને ખતપત્રની નકલ કાંઇપણ ખર્ચ લીધા વગર—દરેક પરસ્પરાવલંબી વીમા મંડળીએ અને દરેક સહકારી જીંદગીના વીમાની મંડળીએ આપવી પડશે.

# ભાગ ૫ મો

## પરચુરણ નિયમો.

### ૧૦૨

આ કાયદાને અનુસરવામાં નિષ્ફળ જવાથી અગર તો તેનો ભંગ કરવાથી થતો દંડ. — (૧) આ કાયદામાં બીજી રીતે કાંઈપણ ઠરાવવામાં નહિ આવેલ હોય તે તે બાબતમાં કોઈપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કે જે આ કાયદાની કોઇપણ જરૂરિઆત પૂરી પાડવામાં કસુર કરે છે, અગર તો આ કાયદાની કોઇપણ જરૂરિ-

આત ( નિયમ )નો ભંગ કરે છે તે દરેક વીમા ઉતારનાર, તથા જો વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) કંપની છે તો, તેનો કોઇપણ વ્યવસ્થાપક (ડીરેક્ટર), મેનેજીંગ એજન્ટ, મેનેજર અગર કંપનીનો બીજો કોઈ અમલદાર, અગર જો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) પેઢી છે તો તે પેઢીનો કોઇપણ ભાગીદાર, જે મજકુર કસુરમાં જાણીને સામેલ હશે તે દરેક રૂપીઆ એક હજાર સુધીના દંડને પાત્ર થશે, અને જો તેવી કસુર ચાલુ રહેતી હશે તો જેટલા દિવસ સુધી સદરહુ કસુર ચાલુ રહેશે તેટલા દિવસ સુધી તે વધારેમાં વધારે, દરેક દિવસના રૂપીઆ પાંચસો સુધીના હિસાબે થતા દંડને પાત્ર તે થશે.

(૨) કોઇપણ 'પ્રોવીડન્ટ સોસાયટી' કે જે ભાગ ૩ જાના કોઇપણ નિયમ અનુસવામાં (અગર જરૂરિઆત પૂરી પાડવામાં) કસુર કરશે તે 'સોસાયટી' અને મજકુર સોસાયટીનો કોઈપણ વ્યવસ્થાપક (ડીરેક્ટર), મેનેજીંગ એજન્ટ, મેનેજર, અગર મંત્રી (સેક્રેટરી) અગર તેનો બીજો કોઈ અમલદાર કે જે મજકુર કસુરમાં જાણીને સામેલ હશે તે દરેક રૂપીઆ પાંચસો સુધીના દંડને પાત્ર થશે અને, તેવી કસુર ચાલુ રહેતી હશે તો જેટલા દહાડા સુધી સદરહુ કસુર ચાલુ રહેશે તેટલા દહાડા સુધી વધારેમાં વધારે દરરોજના પાંચસો રૂપીઆ સુધીના હિસાબે થતા દંડને પાત્ર તે થશે.

## ૧૦૩

કલમ ૩-૬-૭-૯૭ અને ૯૮નો-ભંગ કરીને ચલવતા વીમાના કામકાજ માટે દંડ.

(૧) કોઈપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) અગર તો વીમા ઉતારનાર વતીથી કામ કરતો કોઇપણ સખશ, કે જે કલમ ૩-૬-૭-૯૭ અગર ૯૮ ના

કોઇપણ નિયમનો ભંગ કરતું કોઇપણ વર્ગનું વીમાનું કામકાજ કરે છે, અગર તો જે કોઇપણ એક અગર વધુ કાર્ય કરે છે કે જે કાર્ય મજકુર કલમમાંની કોઇપણ કલમનો ભંગ કરીને ચાલતા કોઇપણ વીમાના કામકાજ સંબંધીનું વીમાનું કામકાજ રચે છે, તે દરેક (વીમા ઉતારનાર અગર કામ કરનાર) સખશ રૂપીઆ બે હજાર સુધીના દંડને પાત્ર થશે.

(૨) કોઈપણ વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) અગર તેના વતીથી કામ કરનાર કોઇપણ સખશ કે જે ઉપર પેટા કલમ (૧) માં જણાવેલા ગુન્હા માટે તકસીરવાન છે તેવા વીમા ઉતારનાર પાસેથી અગર તેના વતી કામ કરનાર તેવા સખશ પાસેથી જાણી જોઈને વીમાખત (પોલીસી) ઉતરાવનાર માણુસ રૂપીઆ પાંચસો સુધીના દંડને પાત્ર તે થશે.

પરંતુ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ની બ્રીટીશ હિંદમાંની મુખ્ય કચેરી, અને જેની બ્રીટીશ હિંદમાં કચેરી ( ઑફીસ ) નથી તેવા વીમા ઉતારનારની મુખ્ય કચેરી, તે બે વચ્ચે જે કાંઇ ફરીને વીમો ઉતરાવવાનું (રી-ઈન્સ્યોરન્સ)નું કામકાજ થાય તેને આ કલમમાં જણાવેલ કોઇપણ નિયમ બાધકર્તા થશે નહિ.

## ૧૦૪

| | |
|---|---|
| ખતપત્રમાં ખોટી હકીકત લખવા માટે શિક્ષા | જે કોઈ સખશ આ કાયદાના કોઈપણ નિયમ |

માટે જોઈતા અગર તો તેવા નિયમના કોઇપણ કારણો માટે જોઈતા કોઇપણ પત્રક (રીટર્ન) માં, નિવેદન (રીપોર્ટ) માં,

સરવૈયામાં, અગર બીજા દસ્તાવેજમાં કોઇપણ મહત્વની બાબતમાં ભૂલવાળી (ખોટી) હકીકત તે ખોટી છે એમ જાણવા છતાં ઇરાદાપૂર્વક લખશે તે સખશ ત્રણ વર્ષ સુધીની કેદની સજાને અગર તો રૂપીઆ એક હજાર સુધીના દંડને, અગર તો તે બંને સજાને પાત્ર તે થશે.

## ૧૦૫

ખોટી રીતે મિલ્કત મેળવવા અગર ખોટી રીતે મિલ્કત રોકી રાખવા બાબત

વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) નો કોઈપણ વ્યવસ્થાપક (ડીરેક્ટર), મેનેજીંગ એજન્ટ, મેનેજર, અગર તે વીમો ઉતારનારનો બીજો કોઇ અમલદાર અગર નોકર-કે જે વીમા ઉતારનારની કોઇપણ મિલ્કતનો ખોટી રીતે કબજો મેળવે છે અગર તો તેવી કોઈપણ મિલ્કત જે તેના કબજામાં છે તેને ખોટી રીતે (પોતાના કબજામાં) રોકી રાખે છે, અગર તો તેવી મિલ્કતને-આ કાયદા વડે જે હેતુઓ માટે તેને વાપરવાનો ઉલ્લેખ કર્યો છે અગર અધિકાર આપેલ છે તે સિવાય ઇરાદાપૂર્વક બીજા કોઇ હેતુ માટે તેને વાપરે છે, અને જો તે બાબતની વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) ની, અગર તો તેના કોઇપણ સભાસદ (મેમ્બર)ની, અગર તેના કોઇપણ વીમાખત ધરાવનાર (પોલીસી-હોલ્ડર)ની ફરિયાદ આવે તો, તે દરેક સખશ રૂપીઆ એક હજાર સુધીના દંડને પાત્ર થશે; અને તે ગુન્હાની તપાસ ચલાવનાર અદાલત, તેવી અયોગ્ય રીતે મેળવેલી, અગર ખોટી રીતે અટકાવેલી, અગર ઇરાદાપૂર્વક જેનો ખોટો ઉપયોગ કર્યો છે, તેવી મિલ્કત અદાલત અમુક સમય નક્કી કરે તે સમયની અંદર, (મજકુર

મિલ્કત) પાછી સોંપવાનો અગર તેનો બદલો વાળી આપવાનો અદાલત તેને હુકમ ફરમાવી શકશે, અને જો તેમ વર્તવામાં તે કસુર કરશે તો અદાલત (કોર્ટ) તેને બે વર્ષ સુધીની સજા ફરમાવી શકશે.

## ૧૦૬

જીંદગીના વીમાનું ભંડોળ (લાઇફ ઇન્સ્યોરન્સ ફંડ) ખોટી રીતે ઓછું કરવા બાબત.

જો કોઇ વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ની, અગર તો વીમા કંપનીના કોઇપણ સભાસદની, અગર તેનું વીમાખત ધરાવનાર (પોલીસીહોલ્ડર) ની, અગર તો (જ્યારે વીમા ઉતારનાર–ફડચામાં ગયેલ હોય ત્યારે) નિકાલ કરનાર અધિકારી (લીકવીડેટર)ની અરજી ઉપરથી, કોર્ટને એવો સંતોષ થાય કે આ કાયદાના નિયમોમાંના કોઈપણ નિયમના ભંગના કારણે 'જીંદગીના વીમાના ભંડોળ'ની રકમ ઓછી થઈ છે, ત્યારે સખશ જે મજકુર ભંગ વખતે વ્યવસ્થાપક (ડીરેકટર) મેનેજર, નિકાલ કરનાર (લીકવીટેટર), અગર વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ના અમલદાર તરીકે હતો તે દરેક સખશ મજકુર ભંગ માટે વીમા ઉતારનાર પ્રત્યે ગેરવ્યાજબી વર્તન દાખવવા બદલ ગુન્હેગાર લેખાશે; પરંતુ જો તે સખશ, મજકુર ભંગ સંમતિ અગર તેના આંખ મીંચામણા (કનાઇવન્સ) સિવાય બનેલ છે તેવું, અને તેમાં પોતાની બેદરકારી (અગર નિષ્કિ-યતા કાંઇપણ અંશે જવાબદાર નથી તેવું સાબિત કરશે તો તે 'મીસફીઝન્સ' (ગેરવ્યાજબી વર્તન) માટે તે જવાબદાર રહેશે નહિ. અને સને ૧૯૧૩ના 'હિંદના કંપનીઓના કાયદા'

ની કલમ ૨૩૫ અને ૨૩૭ નીચે અદાલતને જે સત્તા છે તે તમામ સત્તા આ કામમાં અદાલત (કોર્ટ)ને રહેશે, અને વળી મજકુર ગેરવ્યાજબી વર્તનના કારણે 'જીંદગીના વીમાનું ભંડોળ' કેટલું ઓછું થયું તે રકમ નક્કી કરવાની (આકારવાની) સત્તા તથા તે બાબતમાં મજકુર રકમ—આખી અગર તેનો કાંઇપણ ભાગ બદલા (નુકસાની) તરીકે કોઇપણ તકસીરવાન સખ્શ મજકુર ભંડોળ (ફંડ)માં ભરે તેવો હુકમ પણ કોર્ટ ફરમાવી શકશે.

### ૧૦૭

કાયદેસરના કામકાજ શરૂ કરતા પહેલાં 'એડવોકેટ જનરલ'ની મંજુરી અગાઉથી લેવા બાબત

આ કાયદા નીચે, વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) સામે અગર તો કોઇપણ વ્યવસ્થાપક (ડીરેકટર) સામે, અગર મેનેજર અગર વીમા ઉતારનારના બીજા કોઇપણ અમલદાર સામે, અગર તો કલમ—૪૧ પેટા કલમ (૨) નીચે જે સખ્શ જવાબદાર છે તેવા કોઇપણ સખશ સામે, ન્યાયનું (કાયદેસરનું) કાંઇપણ કામકાજ,—જ્યાંસુધી મજકુર વીમા ઉતારનારનું બ્રીટીશ હિંદમાંના કામકાજનું મુખ્ય મથક જે પ્રાંતમાં આવેલું છે તે પ્રાંતના 'એડવોકેટ જનરલ'ની સંમતિ તેવું કામકાજ શરૂ કરનાર સખશે અગાઉથી મેળવી નથી, ત્યાંસુધી તેવું કાંઈપણ કામકાજ કોઈપણ માણુસ શરૂ કરી શકશે નહિ. પરંતુ વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઇન્સ્યોરન્સ) એ કરવાના કાયદેસરના (ન્યાયના) કામકાજને આ નિયમ લાગુ પડશે નહિ.

એટલે આ કાયદા નીચે કોઈપણ દાદે ફરિયાદ મેળવવા જતાં પહેલાં અગાઉથી ' ઍડવોકેટ જનરલ 'ની સંમતિ લેવી પડશે.

## ૧૦૮

કેટલેક પ્રસંગે દયા બતાવવાની અદાલતની સત્તા.

જો કોઈપણ દીવાની યા ફોજદારી કામકાજમાં મજકુર કામ ચલાવતી કોર્ટને એમ જણાય કે અમુક સખશ બેદરકારી, કસૂર, ફરજ બજાવવામાં ગફલત, અગર વિશ્વાસઘાત માટે જવાબદાર છે, અથવા તેને તે (બાબતમાં) જવાબદાર ગણી શકાય તેમ છે, પણ તે સખશ પ્રમાણિકપણે અને વ્યાજબી રીતે વર્તેલ છે અને તેને મજકુર બેદરકારી, ભૂલ, ફરજમાં ગફલત, અગર વિશ્વાસઘાત માટે, મજકુર કિસ્સાના તમામ સંજોગો ધ્યાનમાં લેતા–માફી આપવી જોઈએ, તો તે કોર્ટ પોતાને યોગ્ય લાગે તે શરતોએ સર્વાંશે અગર અંશત: તેની જોખમદારીમાંથી તેને મુક્ત કરી કરશો.

## ૧૦૯

ગુન્હાઓનો ઇન્સાફ કરવા બાબત

ઇલાકેદાર (પ્રેસીડન્સી) માજીસ્ટ્રેટથી અગર તો પહેલા વર્ગના માજીસ્ટ્રેટ (ફોજદારી કામના ન્યાયાધિશ)થી નીચેની પાયરીની કોઇપણ કોર્ટ, આ કાયદા નીચેના કોઈપણ ગુન્હાનો ઇન્સાફ આપી શનશે નહિ (તેની તપાસ ચલાવી શકશે નહિ.)

## ૧૧૦

અપીલ ( વિવાદ ) } (૧) યોગ્ય હકુમતવાળી અદાલતમાં નીચે દર્શાવેલાં હુકમોમાંના કોઈપણ હુકમ ઉપર અપીલ (વિવાદ) થઈ શકશે:-

(अ) કલમ ૩ નીચે વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ની નોંધણી કરવાની ના ફરમાવતા, અગર તો તેની નોંધણી રદ કરતા હુકમ ઉપર;

(ब) કલમ-૫-નીચેના વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ને તેનું નામ ફેરવવાની સૂચના કરતા હુકમ ઉપર;

(क) દલાલને કલમ-૪૨-મુજબ આપેલું પરવાનગી પત્ર (લાયસન્સ) રદ કરવાના હુકમ ઉપર;

(ड) કલમ-૭૫ નીચેના-નિયમોના સુધારા નોંધવાની ના ફરમાવતા-હુકમ ઉપર;

(इ) કલમ-૮૭ મુજબ હિસાબનીશ (એક્ચ્યુઅરી) અગર હિસાબ તપાસનારા (ઓડીટર) દ્વારા તપાસ ફરમાવતા હુકમ ઉપર;

(फ) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)નું અગર 'પ્રોવીડન્ટ સોસાયટી'નું કામકાજ આટોપીને બંધ કરવાના કામ દરમ્યાન અગર તેની નાદારીના કામ દરમ્યાન કરેલા હુકમ ઉપર;

(૨) મજકુર વીમા ઉતારનાર (ઈન્સ્યોરર)ના કામકાજનું મુખ્ય મથક જે અદાલતની સ્થાનિક હકુમતમાં આવેલ હશે-

ત્યાંની દિવાની હકુમત ધરાવતી મુખ્ય અદાલત–પેટા–કલમ (૧) માટેની હકુમતવાળી અદાલત લેખાશે–

(૩) પેટા કલમ (૧) નીચે કરેલા કોઈપણ હુકમ ઉપર, મજકુર હુકમ ફરમાવતી અદાલતના (સામાન્ય) ચુકાદાઓ ઉપરની અપીલ સાંભળવાની જે અદાલત (કોર્ટ) ને સત્તા છે તે અદાલતને અપીલ (વિવાદ) થઈ શકશે. અને તેવી અપીલનો ચુકાદો છેવટનો લેખાશે.

## ૧૧૧

સૂચના પત્રો (નોટીસીઝ) પહોંચાડવા બાબત

(૧) વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને અગર તો 'પ્રોવીડન્ટ સોસાયટી' ને જે આહ્વાનપત્ર (પ્રોસેસ) અગર જે સુચનાપત્ર ( નોટીસીઝ ) પહોંચાડવાની જરૂરત છે, તે આવ્હાનપત્ર અગર સુચનાપત્ર ઉપર–જો વીમા ઉતારનાર ( ઈન્સ્યોરર ) વતી અગર 'પ્રોવીડન્ટ સોસાયટી' વતી સુચનાપત્ર સ્વીકારવાના અધિકારવાળા સખશ–તરીકે વીમા વ્યવસ્થાધિકારી પાસે જે કોઇ સખશનું નામ નોંધાએલું છે; તે સખશનું શીરનામું લખેલું હશે, અને જો વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ ઇન્સ્યોરન્સ) પાસે નોંધાએલા મજકુર સખશના નોંધાએલા શીરનામે જો મજકુર આહવાનપત્ર અગર સુચનાપત્ર હાથોહાથ પહોંચાડવામાં આવશે તો અગર તો રજીસ્ટર પોષ્ટથી મોકલવામાં આવશે તો તે યોગ્ય રીતે પહોંચ્યું છે તેમ લેખાશે.

(૨) સુચના પત્ર (ખબર–નોટીસ) અગર બીજો દસ્તા-વેજ કે જે આ કાયદા નીચે વીમાખત ધરાવનાર (પોલીસી

હોલ્ડર)ને મોકલવાની જરૂર છે તે 'નોટીસ' (ખબર) મજકુર–વીમાખત સંબંધીની ખબર (નોટીસીઝ) સામાન્ય રીતે જે સખશને મોકલવામાં આવે છે તેને શીરનામે મોકલાવવી જોઈશે, અને કોઈપણ ખબર (નોટીસ) કે જેની ઉપર મજકુર સખશનું શીરનામું છે, અને તેવી રીતે મોકલવામાં આવી છે તે મજકુર વીમાખત ધરાવનાર (પોલીસી–હોલ્ડર)ને ખબર મળ્યા તુલ્ય લેખાશે.

પરંતુ જો કોઇપણ સખશ, કે મજકુર વીમાખત (પોલીસી)માં 'ટ્રાન્સફરી' 'એસાઈની' અગર 'નોમીની' તરીકેનું હિત ધરાવવાનો દાવો કરે છે, તેણે જો વીમા ઉતારનાર (ઇન્સ્યોરર)ને અગર 'પ્રો–સો'ને પોતાના હિતની લેખિત નોટીસ (ખબર) આપી હશે તો, કોઇપણ ખબર (નોટીસ) કે– જે આ કાયદા અનુસાર વીમાખત ધરાવનારા (પોલીસી હોલ્ડર્સ)ને મોકલાવવી પડે છે તેવી નોટીસ' મજકુર સખશને પણ તેણે તેની 'નોટીસ'માં દર્શાવેલા શીરનામે મોકલાવવી પડશે.

## ૧૧૨

વચગાળાના સમયના 'બોનસ'ની જાહેરાત } આ કાયદામાં તે વિરૂદ્ધનો કાંઇપણ નિયમ હશે તે છતાં, વીમા ઉતારનાર (ઇન્સ્યોરર) કે જે જીંદગીના વીમાનું કામકાજ ચલાવે છે, તે વીમાખત ધરાવનારાઓ (પોલીસી હોલ્ડર્સ) કે જેમના વીમાખત (પોલીસીઝ)ના નાણાં મરણના કારણે અગર બીજા કારણે પાકે છે તેવા

વીમાખત ધરાવનારાઓ (પોલીસી હોલ્ડર્સ) વચ્ચે-વચગાળાનું 'બોનસ' (ઇન્ટેરીમ બોનસ)—એ આકારણીના સમય દરમ્યાનના વચગાળાના સમય (ઈન્ટરવેલ્યુએશન પીરીયડ)નું—આગળની છેલ્લી આકારણી વખતે તપાસ કરનાર હિસાબનીશે કરેલી ભલામણ અનુસારનું—વચગાળાનું 'બોનસ' (નફો—બોણી) જાહેર કરવાને તે મુખત્યાર છે.

## ૧૧૩

વીમાખત (પોલીસી) નગદવાપસ કિંમત (સરેન્ડર વેલ્યુ) પ્રાપ્ત કરશે.

(૧) જેમાં નિશ્ચિત સંખ્યાના પ્રીમ્યમ ભરવાના છે તેવા અને જે જીંદગીના વીમાના વીમાખત (પોલીસી) ઉપરના લાગટ ત્રણ વર્ષ સુધીના તમામ પ્રીમ્યમ ભરેલા છે તેવા વીમાખત (પોલીસીઝ) ખાત્રીવાળી નગદવાપસ કિંમત (ગેરન્ટીડ સરેન્ડર વેલ્યુ ) પ્રાપ્ત કરશે; અને આ બાબતમાં વિરૂદ્ધનો કોઈ પણ કરાર હશે તે છતાં, પછીના બીજા પ્રીમ્યમ ન ભરવાને કારણે તે વીમાખત ડૂબી જશે ('લેપ્સ ' થશે) નહિ, પરંતુ તેવા પ્રીમ્યમ ન ભરવામાં આવ્યા છતાં તેની ચુકતે કિંમત (પેઇડ અપવેલ્યુ) પૂરતા તે જારી રહેશે.

સમજુત:—આ પેટાકલમના હેતુ માટે ચુકતે કિંમત ( પેઈડઅપ-વેલ્યુ )ની રકમ ( ત્રિરાશીથી ) નીચેના પ્રમાણથી નક્કી કરવામાં આવશે મજકુર વીમાખત નીચે કુલ જે પ્રીમ્યમ ભરવાના હતા તે તમામ પ્રીમ્યમની રકમ (સરવાળા) સાથે, વીમાખત (પોલીસી) ઉપર ભરેલા તમામ પ્રીમ્યમની રકમનું જે પ્રમાણ આવે, તેટલું જ પ્રમાણ, વીમાખતમાં ઉતારેલ કુલ વીમાની રકમનું ચુકતે કિંમત (પેઇડ—અપ—વેલ્યુ) સાથેનું રહેશે.

(૨) પેટા કલમ-(૧) નીચે ચુકતે કિંમત ( પેઇડઅપ-વેલ્યુ ) પુરતુંજ ચાલુ રહેલ વીમાખત (પોલીસી) મજકુર વીમાખત ચુકતે કિંમતનું વીમાખત (પેઇડિઅપ પોલીસી) બન્યું તે તારીખ પછીથી વીમા ઉતારનારે મેળવેલા કોઇ પણ નફાના હિસ્સામાં તે હકદાર રહેશે નહિ.

(૩) આ કલમ નીચેના પ્રસંગમાં લાગુ પડશે. નહિ:-

(अ) ફક્ત અમુક અનિશ્ચિત પ્રસંગ-જે ન પણ બને તેવો પ્રસંગ-બને તોજ જે વીમાખતના વીમાની રકમ આપવાની છે તે વીમાખત (પોલીસી)ને;

(ब) જ્યારે ચુકતે કિંમત (પેઇડઅપ-વેલ્યુ) રૂપીઆ એક સોથી ઓછી થાય ત્યારે;

(क) જ્યારે, પ્રીમ્યમ ભરવામાં કસુર થયા પછીથી, પક્ષકારો બીજી કોઇ લેખિત સમજુત (ગોઠવણ) કરે છે ત્યારે; અગર તો-

(ड) વીમાખત (પોલીસી) કે જેમાં પ્રીમ્યમ ન ભરવાના કારણે ડૂબી જતા વીમાખતને અમલમાં ચાલુ રાખવા માટે,-કરારની શરતો મુજબ,-નગદવાપસ કિંમત ( સરેન્ડર વેલ્યુ ) આપોઆપ ઉપયોગમાં લેવાય છે, તેને;

## ૧૧૪

મધ્યસ્થ સરકારની નિયમો ઘડવાની સત્તા

(૧) સરકારી ગેઝેટમાં જાહેરાત કરી આગળથી પ્રસિદ્ધ કરવાની શરતે, મધ્યસ્થ સરકાર-આ કાયદાના હેતુ અમલમાં લાવવા માટે-નિયમો ઘડી શકશે.

(૨) ઉપર જણાવેલા અધિકારના સામાન્યપણાને બાધ ન આવે તેવી રીતે, તેવા નિયમોમાં ખાસ કરીને નીચેની બાબતો ઠરાવવામાં આવશેઃ-

(ए) હિસાબનીશ (ઍકચુઅરી)ની લાયકાત શું જોઈએ તે;

(बी) આ કાયદાના હેતુ માટે ' બ્રીટીશ હિંદમાં ચાલેલું વીમાનું કામકાજ ' કોને ગણવું તે નક્કી કરવાની રીત;

(सी) આ કાયદા અનુસાર મુકેલી થાપણની વ્યવસ્થા કરવામાં હિંદની રીઝર્વ બેંકે અખત્યાર કરવાની કાર્યપદ્ધતિ (પ્રોસીજર); અને તેવી અનામત ( ડીપોઝીટ ) તરીકે મુકેલી જામીનગીરીઓના વ્યાજના નાણા આપવાની, તથા મજકુર જામીનગીરીઓ લેવાની, તથા તે જામીનગીરીઓ રાખવાની, તથા તે જામીનગીરીઓ પાછી ઉઠાવી લેવાની કાર્યપદ્ધતિના, તથા વીમા વ્યવસ્થાધિકારીએ તેની તપાસ તથા ખાત્રી કરવા સંબંધીના નિયમો;

(डी) કલમ-૧૯ની પેટાકલમ (૨) ના વિભાગ (૩) માં જણાવેલા નમુના સંબંધી;

(ई) કલમ-૪૧-પેટાકલમ (૧) માં જણાવેલા વિજ્ઞાન-પત્રો (પ્રૉસ્પેક્ટસ) તથા કોષ્ટકો ( ટેબલ્સ ) પ્રસિદ્ધ કરવાની રીત બાબત, અને તે ક્યા નમુના મુજબના હોવા જોઇએ તે;

(एफ) કલમ-૪૮ના હેતુ માટે કરાવવામાં આવેલી બાબતો;

(जी) વીમા દલાલ તરીકે કામ કરવા માટેના પરવાનગી પત્રો (લાયસન્સીઝ) કાઢવાની તથા રદ કરવાની પદ્ધતિ બાબત;

(एच) કલમ–૬૫ ના વિભાગ (अ) થી (फ) સુધીમાં નિર્દિષ્ટ કરેલા પ્રસંગો (કન્ટીન્જન્સીઝ) સિવાયના બીજા પ્રસંગો કે જે પ્રસંગ ઉભો થતાં 'પ્રોવીડન્ટ સોસાયટી' નાણા આપશે તે;

(आई) કલમ–૭૪ ની પેટા કલમ (૧) ના વિભાગ (ए) થી (ओ) માં નિર્દિષ્ટ કરેલી બાબતો સિવાયની બીજી બાબતો કે જેના સંબંધી 'પ્રોવીડન્ટ સોસાયટી'એ નિયમ ઘડવા પડશે તે;

(जे) ભાગ–૩ જા મુજબ જોઈતા હિસાબના પત્રક (રીટર્ન) ના અગર દફતર (રજીષ્ટર)ના નમુના, અને તે હિસાબ, પત્રક અગર દફતર તપાસી ખાત્રી કરવાની રીત;

(કે) આ કાયદાના નિયમોને આધીન રહીને, તદ્ અનુ-સાર ભરવાની ફ્રી, તથા તે કેમ વસુલ કરવી તે બાબત;

(ખ્લ) કલમ-૯૨ પેટા કલમ (૫) (૬) (૧૦) અને (૧૨) નીચે ઠરાવવામાં આવે તે શરતો અને બાબતો:

પરંતુ આ કાયદા નીચે ઘડવામાં આવેલ દરેક નિયમ, તેને ઘડ્યા પછી જેમ બને તેમ જલ્દી, મધ્યસ્થ ધારાસભાની બંને સભાઓ (ધારાસભા-તથા રાજસભા-બંને) સમક્ષ તેની ચાલુ બેઠકમાં એક માસ સુધી મૂકવામાં આવશે; અને તે રીતે નિયમો મૂકયાની છેલ્લી તારીખથી એક માસની અંદર જો બંને સભાઓ મજકુર નિયમોમાં કાંઇપણ ફેરફાર કરવાને સંમત થાય તો અગર તો તેવો નિયમ કરવો જોઇએ નહિ તેમ બંને સભા કબુલ રાખે તો, તે નિયમો અનુક્રમે સદહું ફેરફાર સાથે અમલમાં આવશે, અગર તો કાંઇપણ અસર રહિત બનશે.

(૩) સને ૧૯૧૨ નો 'પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ સોસાયટી ઍક્ટ'ની કલમ-૨૪ ના નિયમો અનુસાર સ્થાનિક સરકારે ઘડેલા બધા નિયમો, જે આ કાયદો અમલમાં આવ્યો ત્યારે (વ્યવહારમાં) ચાલુ હતા, તે નિયમો,-જ્યાંસુધી તે-ભાગ ૩ જાના નિયમોથી અસંગત નથી ત્યાંસુધી અને જ્યાંસુધી આ કલમ નીચે ઘડેલા નિયમોવડે તેમને રદ કરવામાં આવ્યા નથી ત્યાં સુધી-તે નિયમો અમલમાં રહેશે અને જાણે કે તે આ કલમ નીચે ઘડેલા યોગ્ય રીતે નિયમો હોય તેવી તેની અસર રહેશે.

## ૧૧૫

| નમૂનામાં ફેરફાર કરવા બાબત | વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) કે જે કંપની નથી તેની અરજી |
|---|---|

આવેથી અગર તેની સંમતિથી મધ્યસ્થ સરકાર, મજકુર વીમા ઉતારનારના સંબંધના પરિશિષ્ટોમાંના નમૂનાઓ, મજકુર વીમા ઉતારનારના સંજોગોને તે નમૂનાઓ અનુરૂપ બને તે ખાતર ફેરવી શકશે-( તેમાં ફેરફાર કરી શકશે ).

પરંતુ આ કલમ નીચે કરવામાં આવેલ કોઈપણ ફેરફારથી, આ કાયદા મુજબ જરૂર પડતી તમામ-તેનાથી બની શકે તેટલી-માહિતી પૂરી પાડવાની પોતાની જવાબદારીમાંથી તે વીમા ઉતારનાર મુક્ત થઈ શકશે નહિ.

## ૧૧૬

| કેટલીક જરૂરિઆતોમાંથી છુટા કરવાની સત્તા | મધ્યસ્થ સરકાર સરકારી ગેઝેટમાં જાહેરનામું બહાર |
|---|---|

પાડીને, કોઈપણ વીમા ઉતારનાર ( ઇન્સ્યોરર) કે જે હિંદના કોઇપણ દેશી રાજ્યમાં રચાયેલ ( કોન્સ્ટીટયુટેડ ) છે અગર ત્યાં સુસંસ્થાપિત (ઈન્કોર્પોરેટેડ) છે અગર કાયમી વસવાટ (ડોમીસાઈલ) વાળો છે તેવા વીમા ઉતારનારને કલમ-૭ના 'અનામત સંબંધી'ના નિયમોમાંથી અગર તો કલમ-૨૭ ની પેટા કલમ-(૨) ના 'પુંજી હિંદમાં રાખવા સંબંધી'ના નિયમોમાંથી સંપૂર્ણ છુટકારો અગર તો જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલી શરતો અગર ફેરફારોને આધીન રહીને વર્તવાનો છુટકારો તેને આપી શકશે.

## ૧૧૭

સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા' ના નિયમો કાયમ રહ્યા બાબત | આ કાયદામાં જે બાબતની સ્પષ્ટ જોગવાઇ કરવામાં આવી નથી તે બાબતોમાં, વીમા ઉતારનાર (ઈન્સ્યોરર) કે જે કંપની છે તેની, સને ૧૯૧૩ ના 'હિંદના કંપનીઓના કાયદા'ના નિયમોને અનુસરવાની જવાબદારીને, આ કાયદાનો કોઇપણ નિયમ બાધ કર્તા થશે નહિ.

## ૧૧૮

અપવાદ | આ કાયદાનો કોઇપણ નિયમ, સને ૧૯૨૬ ના 'ઈંડીયન ટ્રેડ યુન્યન્સ ઍક્ટ' નીચે નોંધાએલા કોઇપણ 'ટ્રેડ યુન્યન' (વ્યાપારી મહાજન)ને, અગર તો મધ્યસ્થ સરકાર અગર પ્રાંતિક સરકાર વડે ચલાવાતા કોઇપણ વીમાના કામકાજને, અગર તો કોઇપણ 'પ્રોવીડન્ટ ફન્ડ' (જોગવાઇ માટેનું ભંડોળ) કે જેને સને ૧૯૨૫ ના 'પ્રોવીડન્ટ ફંડઝ ઍક્ટ' ના નિયમો લાગુ પડે છે તેને, અગર તો નીચે જણાવેલા કોઇપણ કિસ્સામાં જે વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઈન્સ્યોરન્સ) તેવો હુકમ કરે તો તેવા હુકમમાં તેણે નિર્દિષ્ટ કરેલી મર્યાદા સુધી આ કલમનો નિયમ લાગુ પડશે નહિ:—

(અ) સરકારી નોકરો અને સરકારી 'પેન્શનર્સ' માટે પોતાના ફાળો અપનારા અને ફાળો આપનારા કુટુંબીજન (ડીપેન્ડન્ટસ)ના પરસ્પરના લાભ માટે તેમના વતીથી અગર

તેમના વડે નભતા, અને સને ૧૯૩૭ ના જાન્યુઆરીની ૨૭મી તારીખ પહેલાં હયાતિ ધરાવતાં અને તે તારીખ પહેલાં જેને મધ્યસ્થ સરકારે રીતસર–કાયદેસર માન્ય રાખેલ છે ( ઑફીશ્યલી રેકોનાઇઝ્ડ ) તેવા કોઈ પણ ભંડોળ ( ફંડ )ને; અગર તો

(બ) ફક્ત રેલ્વે નોકરો અગર સરકારી નોકરોની જ બનેલી કોઈ પણ મ્યુચ્યુઅલ અગર પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ સોસાયટી; કે જેને સને ૧૯૧૨ ના 'પ્રોવીડન્ટ ઈન્સ્યોરન્સ સોસાયટીઝ એકટ'ના બધા અગર કોઈ પણ નિયમોમાંથી

છુટકારો આપવામાં આવેલ છે તેવી ‘ મ્યુચ્યુઅલ ’ અગર ‘ પ્રોવીડન્ટ ઈન્સ્યોરન્સ સોસાયટી ’ને.

## ૧૧૯

વીમા ખતના નમૂના વીમા વ્યવસ્થાધિકારી પાસે રાખવા બાબત.

આ કાયદા નીચે નોંધાએલા (રજીસ્ટર્ડ) દરેક વીમા ઉતારનારે, તેણે બ્રિટિશ હિંદમાં ઉતારેલા તમામ વીમાખતના કરારો (પોલીસીકોન્ટ્રેક્ટ્સ)ના નમૂના, તેણે વીમા વ્યવસ્થાધિકારી (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ ઈન્સ્યોરન્સ) પાસે રજુ કરવા પડશે અને ત્યાં ચાલુ મૂકી રાખવા પડશે.

## ૧૨૦

આ કાયદા નીચે અનામત મુકેલી જામીનગીરીઓની બજાર કિંમત નક્કી કરવા બાબત.

આ કાયદાના કોઈ પણ નિયમ અનુસાર હિંદની રીઝર્વ બેંકમાં અનામત મુકેલી જામીનગીરીઓની, અનામત મૂકયા તારીખે બજાર કિંમત શું હતી તે હિંદની રીઝર્વ બેંક નક્કી કરશે અને તેનો નિર્ણય ( તે બાબતમાં ) છેવટનો લેખાશે.

## ૧૨૧

સને ૧૮૮૨ ના ૪ થા કાયદાની ૧૩૦ મી કલમમાં સુધારો.

સને ૧૮૮૨ ના ‘ મિલ્કતના સ્વત્વાર્પણના કાયદા ’ની ૧૩૦ મી કલમના અપવાદમાં નીચે મુજબના શબ્દ અને આંકડા ઉમેરવામાં આવશે:—

"અગરતો સને ૧૯૩૮ના વીમા કાયદાની કલમ-૩૮ ના નિયમોને અસર કરશે."

પૂર્વાપર સંબંધ જોડતાં તેનો અર્થ એ થાય છે કે મજકુર ૧૪૦ મી કલમ-વીમાના કાયદાની ૩૮ મી કલમને કાંઈ અસર-કાંઈ બાધ-કરી શકશે નહિ.

## ૧૨૨

[ સને ૧૯૩૯ ના સુધારાથી રદ કરવામાં આવી છે ]

## ૧૨૩

રદ બાતલ. } આ ઉપરથી, સને ૧૯૧૨ ના 'પ્રોવીડન્ટ ઇન્સ્યોરન્સ સોચટીઝ ઍક્ટ'ને, તથા સને ૧૯૧૨ ના 'ઇંડીયન લાઇફ ઍસ્યોરન્સ કંપનીઝ ઍક્ટ'ને, તથા સને ૧૯૨૮ ના 'ઇંડીયન ઇન્સ્યોરન્સ કંપનીઝ ઍક્ટ'ને રદ કરવામાં આવે છે.

સમાપ્ત